# પ્રસ્તાવના

એક પ્રાણવાન સપૂતના જીવનચરિત્રની પ્રસ્તાવના લખવાની જવાબદારી સ્વીકારતાં મને એટલા માટે આનંદ થાય છે કે, એ મારા બહુ જ નિકટના મિત્ર છે. એમના નિઃસ્વાર્થ સેવાકાર્ય સાથે હું ઘણા સમયથી સંકળાયેલો છું અને તેમને હું સારી રીતે સમજી શકયો છું.

ભાનુભાઈ પોતે નાના ગામના વતની અને મુંબઈમાં આવીને સામાન્ય કુટુંબો સાથે વસ્યા હોવાથી, મધ્યમ વર્ગના લોકોની મુશ્કેલીઓ સમજવામાં સફળ બન્યા છે.

લગભગ દસેક વર્ષની વયે જ તેમને સ્વતંત્રતાની લડતનો રંગ લાગી ગયો હતો. પોતે સ્વતંત્ર મગજના હોવા છતાં, માતાપિતાની ઇચ્છાને અવગણવાનું તેમણે સાહસ કર્યું હોય, એવું કયાંય જણાયું નથી.

સ્વભાવે શાંત, સૌમ્ય અને ગંભીર હોવા છતાં નીડરતાનો નમૂનો છે. ગંભીર હોવા છતાં, કયારેક કયારેક રમૂજના રાજા પણ બની જાય છે. પંદર-સોળ વર્ષની ઉંમરે જ્યારે તેમણે મીઠાના સત્યાગ્રહમાં ઝંપલાવ્યું ત્યારે જ લોકોને તેમના સાહસનો અને સેવાભાવનો ખ્યાલ આવી ગયો. પોતે કોઈપણ જાતની લાગવગ વિના જ આપબળે અને મીઠા સ્વભાવ વડે આગળ વધી શકયા છે.

એમની નીડરતાનો એક નમૂનો લેખકે ચૌદમા પાના પર બહુ જ સરળતાથી વર્ણવ્યો છે. સને ૧૯૩૦માં વીસાપુર જેલમાં તેમણે જે નીડરતા બતાવી છે, તે ખરેખર જ આશ્ચર્યજનક છે.

અભ્યાસ ઘણો ન હોવા છતાં, વાંચન અદ્ભુત હતું. વાંચનના આધારે જ તેઓ આગળ વધતા ગયા. તેમનાં પ્રથમ પત્નીના અવસાન બાદ ભાનુભાઈએ પ્રમિલાબહેન સાથે આર્યસમાજવિધિ પ્રમાણે લગ્ન કરીને તેમની જ્ઞાતિમાં નવો ચીલો પાડ્યો.

ઉપરાંત, કોંગ્રેસ પ્રત્યેની તેમની વફાદારી પણ સામાન્ય નથી. કેટલીક વખતે તેમના કરતાં પણ વધારે શકિતશાળી વ્યકિતઓ સામે પણ તેમણે અવાજ ઉઠાવ્યો છે અને સિદ્ધિ પ્રાપ્ત કરી છે. પોતે ગુજરાતી હોવા છતાં પણ મહારાષ્ટ્રિયનો સાથે તેમને સારો મેળ હતો અને છે. સ્વ. શ્રી. નહેરુ જેવી કડક મિજાજી વ્યકિત સામે પણ તેમણે પોતાની વાત આગળ ધરી અને નહેરુએ તેમની વાત માનવાની તૈયારી ન હોવા છતાં માનવી પડી.

એસ. કે. પાટીલ, યશવંતરાય ચવ્હાણ, બાબાસાહેબ દેસાઈ વગેરે સાથે શરૂ-આતથી જ ભાનુભાઈ સારી રીતે ભળી જવા પામ્યા હતા અને હજી પણ તેમણે તેમની સાથેના એવા જ ગાઢ સંબંધો ટકાવી રાખ્યા છે. તેમની ખાસ ખાસિયત એટલે કોઈ પ્રસંગે અંગત વ્યકિતઓ સાથે સિદ્ધાંતસર વિચાર વિરોધ થાય તો પણ ધીમે ધીમે પાછો સુમેળ કરી લેવાનો.

સ્વતંત્રતાની લડત વખતે અનેક વખતે સજા ભોગવીને પોતાની પ્રકૃતિને હાનિ પહોંચાડી લેવા છતાં, પોતે બહાર પોતાની બડાઈ બતાવવા માટે એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી. બી. પી. સી. સી.માં દાખલ થયા પછી અને તેના પ્રમુખ બન્યા પછી તેમણે તે સંસ્થાના અનેક પ્રશ્નો ઉકેલ્યા છે અને તેની પ્રતિષ્ઠા વધારી છે

પ્રમિલાબહેન સાથેનાં લગ્ન પછી તેમના કાર્યમાં વધુ જોશ આવ્યો. બંને જણાંએ સમાજની પ્રગતિ માટે અનહદ પ્રયાસો કર્યા છે. બી. પી. સી. સી.ને મજબૂત બનાવવામાં ભાનુભાઈનો ફાળો ઓછો નથી, એ વાત ખાસ મહત્ત્વની છે.

સને ૧૯૫૨ની ચૂંટણીમાં જે સફળતા પ્રાપ્ત થઈ, તે જ બતાવી આપે છે કે, જનતાને તેમના માટે કેટલું માન છે.

સને ૧૯૬૨ના નવા પ્રધાનમંડળમાં જ્યારે તેમને આમંત્રણ આપવામાં આવ્યું ત્યારે તેમણે જે જવાબ આપ્યો તે તેમની નિખાલસતા અને નિરભિમાનનું પ્રતીક છે. આજે કોઈપણ સ્થાન પ્રાપ્ત કરવા માટે લોકો એક બીજાની વિરોધમાં ઊભા રહે છે અગર તો અનેક યુકિતઓ અજમાવે છે ત્યારે ભાનુભાઈએ એ વખતે કહેલું કે જ્યાં સુધી શાંતિલાલ શાહ એ સ્થાન પર–પ્રધાનપદ પર–છે ત્યાં સુધી મારાથી આવી ન શકાય ! કેટલો નિસ્વાર્થ ! સને ૧૯૬૭ની ચૂંટણીઓમાં ફરીથી એ ચૂંટાઈ આવ્યા અને તેમને વસંતરાવ નાયકે પોતાના પ્રધાનમંડળમાં લીધા, એ ભાનુભાઈની કાર્યશકિત અને પ્રતિષ્ઠાનો નમૂનો છે. જે રીતે એમણે દેશ અને સમાજ માટે પોતાનું જીવન વીતાવ્યું છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ વીતાવતા રહે, એ જ અપેક્ષા.

જમનાશંકર પંડયા
પ્રમુખ, અમદાવાદ શહેર જિલ્લા
કોંગ્રેસ સમિતિ, અમદાવાદ

# લેખકનું પ્રાક્કથન

શ્રી. યશવંતરાવ ચવ્હાણનું જીવનચરિત્ર લખવાની જ્યારે શરૂઆત કરી ત્યારે એમ લાગતું હતું કે, એકાદ નવલકથા કે વાર્તાની પેઠે સહજમાં એ લખાઈ જશે. પરંતુ શરૂ કર્યા પછી તરત જ ખ્યાલ આવી ગયો કે ચરિત્ર લખવું, એ સામાન્ય કળા નથી. જેમ ઇતિહાસ લખવા માટે સત્ય પુરાવાની આવશ્યકતા હોય છે અને સત્ય પુરાવા પર જ તે લખાય છે, તેમ ચરિત્ર પણ સત્ય હકીકત પર જ લખી શકાય, તેમાં આડંબર કે અતિશયોકિત ચાલી શકે નહિ.

ગુજરાતીમાં ઉપરોકત ચરિત્ર લખ્યા પછી શ્રી. ભાનુશંકર યાજ્ઞિકનું ચરિત્ર લખવાની જિજ્ઞાસા જાગી. પરંતુ એ સમયે એમની સાથે વધુ પરિચયમાં ન હોવાથી તેમના વિષે માહિતી મેળવવામાં સમય જવા લાગ્યો. દરમિયાન શ્રી. યશવંતરાવ ચવ્હાણનું ચરિત્ર અંગ્રેજીમાં લખવા માટે અનેક લોકો તરફથી સૂચનાઓ મળવા લાગી. તેમાં પણ જ્યારે તે સંરક્ષણ પ્રધાન બન્યા ત્યારે અન્ય ભાષીઓને તેની-ચરિત્રની આવશ્યકતા જણાતી હોય એમ લાગ્યું. એ કારણે વચ્ચે જ અંગ્રેજીમાં તે ચરિત્ર લખ્યું અને શ્રી. ભાનુશંકર યાજ્ઞિકના શુભ હસ્તે તેનું ઉદ્ઘાટન થયું. એ સમયે શ્રી. ભાનુભાઇ બી. પી. સી. સી.ના પ્રમુખ હતા.

એ કાર્ય પત્યા પછી ફરીથી આ ચરિત્ર લખવાનાં સાધનો પ્રાપ્ત કરવાના પ્રયત્નો ચાલુ કર્યા. સાથે સાથે શ્રી. ભાનુભાઈ સાથેનો સંપર્ક પણ વધવા લાગ્યો. તેમના મિત્રો પાસેથી માહિતી મળવા લાગી. માહિતી સંપૂર્ણ મળી રહેવા આવી ત્યાં તો નવી ચૂંટણીઓ થઇ, ભાનુભાઇ તેમાં ચૂંટાઇ આવ્યા અને તેમને મહારાષ્ટ્ર સરકારના પ્રધાનમંડળમાં સ્થાન મળ્યું.

પોતે આજે પ્રધાનપદે હોવા છતાં, કોઈપણ સામાન્ય વ્યકિત મળવા જાય તો તેને મુલાકાત આપ્યા વિના રહેતા નથી, એ તેમના માયાળુ અને મળતાવડા સ્વભાવનું કારણ છે. તેમણે પોતાના જીવનમાં ઘણી લીલીસૂકી જોઇ છે, અને મુશ્કેલીઓ પણ અનુભવી છે.

તેમનાં પત્ની પ્રમિલાબહેનનો સ્વભાવ પણ તેવો જ મળતાવડો અને કાર્યદક્ષ હોઈ, તેઓ અનેક સંસ્થાઓમાં જોડાવાને ભાગ્યશાળી બન્યાં છે. તેમનાં તરફથી પણ મને આ ચરિત્ર લખવામાં ઘણી મદદ મળી છે.

ભાનુભાઈના અનેક શુભેચ્છકોએ માહિતી આપવાનો યશ પ્રાપ્ત કર્યો છે અને તે બદલ સૌનો આભાર માનવો આવશ્યક છે. આ પુસ્તક સુંદર રીતે છાપી આપવા માટે અને યોગ્ય માર્ગદર્શન આપવા માટે સંદેશના મૅનેજિંગ

ડિરેકટર અને તંત્રી શ્રી. ચીમનલાલભાઈ પટેલનો ખાસ આભાર માનું છું. આ ચરિત્રની પ્રસ્તાવના લખી આપવા માટે શ્રી. જમનાશંકર પંડ્યાએ જે તસ્દી લીધી એ બદલ તેમનો પણ ઋણી છું.

આશા છે કે જેમ મારી અન્ય કૃતિઓને વાંચકવર્ગે વધાવી લીધી છે, તેમ આ કૃતિને પણ સહર્ષ વધાવી લેશે.

ચંદુલાલ એમ. શાહ



## અનુક્રમ



સ્વ. શ્રી મંછારામ મોહનલાલ યાજ્ઞિક

નિઃસ્વાર્થ જનસેવક અને સાચા ધર્મનિષ્ઠ
સ્વ. શ્રી મંછારામ મોહનલાલ યાજ્ઞિકને
સપ્રેમ અર્પણ

—લેખક



લેખક સાથે ભાનુભાઇ

# ભાનુશંકર યાજ્ઞિક

[ ૧ ] —પ્રભુતામાં પગલાં

ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ અને વીસમી સદીનો પૂર્વાર્ધ જગતના ઈતિહાસમાં અમર બની જવા પામેલ છે ભારતના સ્તંભો અને ઘડવૈયાઓનો એ ક્રાંતિકારી સમય ભવિષ્યની પ્રજાને પ્રેરણારૂપ બની રહેશે

જગતની અંદર આજ સુધી જે અસંભવિત ગણાતું હતું અને જગતની ઉત્પત્તિથી જે આજ સુધી નથી બન્યું, તે આજે ભારતે એટલે કે ભારતના મહાન ઘડવૈયાએ કરી બતાવ્યું છે સામાન્ય વસ્તુ કે જમીનનો ટુકડો મેળવવા માટે સશસ્ત્ર હિંસા કે યુદ્ધ સિવાય જ્યાં કોઈ માર્ગ લેવાયો નથી કે જેને વિષે અન્ય માર્ગ વિચારાયો પણ નથી, ત્યાં આખા હિંદને ગુલામીમાથી વગર હિંસાએ કે વગર યુદ્ધે સ્વતંત્રતા પ્રાપ્ત થાય, એ વાત અકલ્પ્ય જ કહી શકાય —અને છતાં એ વાત સત્ય હકીકત બની ગઈ આખા જગતે એ વાત સ્વીકારી અને ભારતને ગૌરવપૂર્વક સન્માનીને સહર્ષ વધાવી લીધું

અખંડ હિંદુસ્તાનમાંથી પાકિસ્તાનનો ટુકડો જુદો પાડી ભારતરૂપી સોનાની થાળીમાં પાકિસ્તાનરૂપી લોખંડની મેખ બ્રિટને મારી ખરી, પરન્તુ તેનો લાભ તો તેને દૂરથી જોઈને ખુશી થવા જેટલો જ મળ્યો

ઉપરાંત, રાજારજવાડાંઓની સંખ્યા મોટા પ્રમાણમાં હોવાથી ભારત શાંતિપૂર્વક સ્વતંત્રતા ટકાવી શકશે નહિ એવી પણ કલ્પના તેમણે કરી હોય, તો તે સંભવિત ગણાય. પરન્તુ તેની તે સંભવિત ગણાતી કલ્પના તેને માટે તો ઠગારી જ નીવડી. ગુજરાતમાં જન્મેલા અને ગુજરાતનું ગૌરવ ગણાતા ભારતના વજ્રસમા એ લોખંડી પુરુષ સ્વ. વલ્લભભાઈ પટેલે કંઈક જુદું જ કરી બતાવ્યું. બધા જ રજવાડાઓને વગર રક્તપાતે ભારતના ઝંડા નીચે લાવી મૂક્યા. રાજારજવાડાઓની સત્તાઓ નાબૂદ થતા જ ભારત અખંડ બની ગયું.

અનેક વાવાઝોડાઓ, કુરિવાજો, અશિક્ષિતતા અને વહેમના કાદવોમાં ડૂબેલા સમાજને સંસ્કારી, શિક્ષિત અને નીડર બનાવવા માટે આપણા દેશના ઘડવૈયાઓએ તન, મન અને ધન વેડફી નાખ્યા અને સિદ્ધિ પ્રાપ્ત કરી.

'સ્વતંત્રતા મારો જન્મસિદ્ધ હક્ક છે' નો મહામૂલો મંત્ર ઉચ્ચારનાર લોકમાન્ય ટિળક, અહિંસક લડતના પ્રેરક પૂજ્ય ગાંધીજી અને ગાંધીજી જેવા મહાપુરુષ પણ જેમને પોતાના રાજકીય ગુરુ માનતા હતા, એવા શ્રી ગોપાળ કૃષ્ણ ગોખલે જેવાઓમાંથી પ્રેરણા પામી ભારતના સંતાનોએ આઝાદીની અહિંસક લડત ઉપાડી અને ઘડવૈયાઓએ તેમાં ચેતનવંતા પ્રાણ પૂર્યા. આઝાદી જંગમાં અનેકે માતાપિતા ગુમાવ્યા, ભાઈબહેન ગુમાવ્યા, પુત્રપુત્રી ગુમાવ્યા અને લક્ષ્મી તો કેટલા પ્રમાણમાં ગુમાવી તેનો તાગ જ મળી ન શક્યો અને અનેક યાદગાર આહુતિઓ બાદ ભારતે આઝાદી પ્રાપ્ત કરી — અહિંસક રીતે બીજાનો ભોગ લીધા સિવાય પોતે ભોગ આપીને વર્ષોના વર્ષો સુધી આ અહિંસક લડત જગતને પ્રેરણા આપતી રહેશે.

એ અહિંસક લડતના સૈનિક અને ભારતના ઘડવૈયાઓમાંના એક શ્રી ભાનુશંકર યાજ્ઞિક. ખરું નામ ભાનુશંકર યાજ્ઞિક પરન્તુ લોકજીભે ચઢી ગયેલું ભાનુભાઈ યાજ્ઞિક.

ભાનુભાઈનો જન્મ સને ૧૯૧૫ના ફેબ્રુઆરી માસની પહેલી તારીખે ભારતમાં અમર બનેલા સૌરાષ્ટ્રમાં આવેલા ભાવનગરની હદના સલડી ગામે થયેલો. તેમના પિતાશ્રી શ્રી. મંછારામ યાજ્ઞિક ભાવનગર રાજ્યમાં રેવન્યુ અધિકારી હતા, ભાવનગર તે સમયે સૌરાષ્ટ્રમાંનું એક દેશી રાજ્ય હતું.

સામાન્યત: સંજોગો પલટાતાં ઉચ્ચ સ્થાને પહોંચ્યા બાદ મોટા ભાગની વ્યક્તિઓ પોતાના બાલ્યકાળના મિત્રોને ભૂલી જતી હોય છે. તેમને કદાચ ભય રહેવાનો સંભવ હોય છે કે પોતાથી નીચેના દરજ્જાના બાલ્યકાળના મિત્રો કદાચ કંઈક મદદ કે સહારો માગશે પરન્તુ એ વાત તેઓ ભૂલી જતા હોય છે કે સહારો આપવામાં જ કે બાલ્યકાળની યાદ તાજી રાખવામાં જ મોટાઈની મહત્તા સમાયેલી હોય છે. ક્યારેક એ પ્રસંગ પણ યોગાનુયોગ આવીને ઊભો રહેતો હોય છે કે નાના દરજ્જાના લેખાતા કે દેખાતા બાળમિત્રો જ અણી પ્રસંગે ઉપયોગી નીવડતા હોય છે. જ્યારે એવી પણ કેટલીક વ્યક્તિઓ હોય છે કે જેઓ બાલ્યકાળના સંબંધો અને મૈત્રીઓ હંમેશને માટે પોતે ગમે તે સ્થાને હોવા છતાં ટકાવી રાખતી હોય છે--પછી તેમનો તે દરજ્જો શ્રીમંતાઈએ ઊંચો હોય કે સત્તાએ ઊંચો હોય !

તેવાઓમાંની એક યાદગાર વ્યક્તિ એટલે મુસાજી વલીભાઈ બાલદીવાળા. એઓ વહોરા કોમના હોઈ સલડીના વતની હતા. પોતે સામાન્ય સ્થિતિમાંથી આપબળે આગળ વધીને શ્રીમંત બનેલા. મુંબઈ જઈને પોતાનું નસીબ અજમાવ્યું અને કર્મ અને ભાગ્યે તેમને સારી યારી આપી. લક્ષ્મી સાથે માન અને પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત થયા. શ્રીમતાઈ, માન અને પ્રતિષ્ઠાના ગર્વથી ટટ્ટાર કે અભિમાની ન બનતાં જેમ વૃક્ષને ફળ આવતા વૃક્ષ નમી પડે છે, તેમ શ્રી મુસાજી પોતે શ્રીમંતાઈ પ્રાપ્ત થતાં નમ્ર બનતા ગયા. સ્નેહાળ સ્વભાવના કારણે મિત્રો માટે કંઈક કરી છૂટવાની તમન્ના તેમને જાગી. તે તમન્નામાં પોતે પોતાની મોટાઈ બતાવવાની કે પોતાની સ્તુતિ કરાવવાની ભાવના નહોતી.

ભાનુભાઈના પિતાશ્રી શ્રી. મંછારામ તેમના ખાસ અંગત મિત્ર હતા. તેમના તરફ તેમની નજર ગઈ. તેમણે મંછારામને સલાહ આપતાં કહ્યું કે, 'આવી સરકારી નોકરીમાં જીવન વિતાવવાનો કંઈ અર્થ નથી. આવાં દેશી રાજ્યોની નોકરીમાં પગાર વધી જવાનો નથી અને પેન્શનથી ભવિષ્ય ઉજ્જ્વળ બનનાર નથી. તમારા જેવી શિક્ષિત વ્યકિત માટે આવું નાનું સ્થળ યોગ્ય નથી. તમારે મુંબઈ જેવા વિશાળ સ્થળે જવું આવશ્યક છે. તમારા કરતાં તમારાં સંતાનોના ભવિષ્યનો વિચાર તમારે કરવો જોઈએ. સંતાનોના ભવિષ્યનો વિચાર એ પિતાના જીવનનું મહામુલું કર્તવ્ય છે. તમારાથી તે કર્તવ્યથી ભ્રષ્ટ ન થઈ શકાય. માટે જો તમે તમારું કર્તવ્ય સમજતા હો અને તમારાં સંતાનોનું ભવિષ્ય ઉજ્જ્વળ ચાહતા હો તો બને તેમ જલદી તમારે મુંબઈ પહોંચી જવું જોઈએ. સલડી ગામ એવું નથી, કે જ્યાં તમારા સંતાનોનું ભવિષ્ય ઉજ્જ્વળ બની શકે.'

મંછારામભાઈને મુમાજીની સલાહ યોગ્ય લાગી. તેમણે થોડાક દિવસ તે બાબત પર વિચાર પણ કરી જોયો. વિચારાન્તે સંતાનોના ભવિષ્યને ખાતર મુંબઈ જવું તેમને વાજબી જણાયું, ને પોતાની નોકરીનું રાજીનામું આપી દીધું.

અને ૧૯૨૫-૨૬ની આસપાસનો આ પ્રસંગ તેમના ત્યાંના મિત્રોને હંમેશને માટે યાદગાર બની ગયો. તેમની કારકિર્દી ઉજ્જ્વળ હતી. પોતે સરકારી અધિકારી હોવા છતાં, ગર્વિષ્ઠ વલણ કોઈના પ્રત્યે પણ તેમણે દાખવ્યું નહોતું. કોઈનું મન પણ દુભાવ્યું નહોતું કે કોઈને અન્યાય પણ કર્યો નહોતો. બીજાને ઉપયોગી થવું અને નિષ્કલંકપણે જીવવું, એ એમનું પવિત્ર ધ્યેય હતું તેમના તે ધ્યેયને કારણે તેઓ તેમના મિત્રોમા અને પ્રજા વર્ગમાં અત્યંત પ્રિય થઈ પડ્યા હતા.

જ્યારે તેમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યુ ત્યારે તેમના અનેક મિત્રોએ તેમને તેમ ન કરવા વિનંતિ કરી ' વિના કારણ આવું નાહક શા માટે

શું?' એવો પ્રશ્ન પણ પૂછયો. પરંતુ મંછારામભાઈએ કોઈ પણ પ્રકારનું કારણ ન દર્શાવતાં ફક્ત ટૂંકમાં એક જ ઉત્તર આપ્યો :

'મેં સંપૂર્ણપણે વિચાર કરીને જ આ પગલું ભર્યું છે.'

મિત્રોએ તેમને સમજાવવાના અને રાજીનામું પાછું ખેંચી લેવાના અનેક પ્રયત્નો કર્યા પરંતુ તે તો પોતાના ધ્યેયને છેવટ સુધી વળગી રહ્યા અને અંતે સલડી ગામ છોડીને મુંબઈ આવ્યા.

પોતે એવા શ્રીમંત તો નહોતા જ કે જેથી મુંબઈ આવ્યા બરોબર મોટા આલેશાન મકાનમાં રહેવા જઈ શકે. મુંબઈ આવીને તેમણે સામાન્ય કુટુંબની પેઠે કુંભારવાડાની પાંચમી ગલીમાં આવેલા ડૉક્ટર બીલ્ડિંગ નામના મકાનમાં બ્લોકમાં રૂપિયા તેવીસના ભાડાની જગા મેળવી લીધી જગા મેળવી લેવાથી બીજું બધુંય થોડું જ પતી જાય છે! આવકનું સાધન મેળવવા પણ જરૂરી છે. નવા નવા આવેલા માણસને અજાણ્યા સ્થાનમાં આવકનું સાધન પણ એકાએક ક્યાંથી મળી શકે! તેમની તે ચિંતાનો ભાર શ્રી. મુસાજીએ પોતાની મેળે જ સમજી લઈને હળવો કરી નાખ્યો. તેમણે મછારામભાઈને પોતાને ત્યાં જ રાખી લીધા.

ભાનુભાઈનાં માતુશ્રી જીવીબા તેમને આઠેક વરસના મૂકીને સને ૧૯૨૩માં સલડી ગામે દેવલોક પામ્યાં હતાં સ્વભાવે શાંત અને પ્રેમાળ હોવાથી તેમના આખા કુટુંબમાં તેમજ લાગતાવળગતામાં અતિપ્રિય બની ગયા હતાં. મંછારામભાઈએ તેમની બીમારી વખતે કોઈ પણ પ્રકારની ઊણપ રાખી નહોતી પોતે પણ સતત રાતદિવસ તેમની પાસે હાજર રહેતા હતા. પરંતુ કુદરત આગળ કોઈનું કંઈપણ ચાલતું નથી. જ્યા આયુષ્યની દોરી તૂટે ત્યા ઔષધોનો ઉપયોગ પણ શો થાય? પોતાના કુટુંબ પરિવારને મૂકીને તેઓ આ જગત છોડીને ચાલ્યાં ગયા.

તેમના જવાથી પાંચે પુત્રોને તેમની ખોટ સાલવા લાગી. સૌથી મોટા રતિલાલ હતા, પછી ભાનુભાઈ, જયશંકરભાઈ, શાંતિલાલ અને છોટાલાલ માતાના

અવસાનથી થતા દુઃખને ભુલાવવા માટે મંછારામભાઈ તેમની વધુ નજીક આવ્યા. શાન્ત્વન અને સ્નેહનાં પાન કરાવવા લાગ્યા. સમયનાં વહેણ સાથે દુઃખ' પણ હળવું થતું ગયું.

સને ૧૯૧૫થી ૧૯૨૫ સુધીનો ભાનુભાઈનો બાલ્યકાળનો મોટાભાગનો વસવાટ પોતાના વતનમાં જ રહેલો. શિક્ષણની શરૂઆત પણ ત્યાંજ થયેલી.

તે સમયે હિંદમાં સ્વતંત્રતાની લડત ચાલુ જ થઈ ગયેલી હતી. સત્યાગ્રહ પણ થતા હતા. ચારે બાજુએ સભાઓ ભરાતી હતી અને દેશની આઝાદીની લડતમાં ભાગ લેવા માટે સૌને હાકલ કરવામાં આવતી હતી.

સને ૧૯૨૨-૨૩માં ભાવનગર રાજ્યમાં પાંચ તલાવડા ગામે જ્યારે ગુજરાતનો સૌપ્રથમ સત્યાગ્રહ થયેલો ત્યારે પૂજ્ય મહાત્મા ગાંધી ત્યાં પધારેલા. ગાંધીને સાંભળવા કે પ્રત્યક્ષ તેમનાં દર્શન કરવાં, એ એક મહાન લ્હાવો ગણાતો હતો અને છેવટ સુધી ગણાતો રહ્યો હતો.

પાંચ તલાવડા ગામે ગાંધીની સભામાં વિરાટ મેદની જામી હતી. મુઠ્ઠી હાડકાંનો માનવી તે સમયે પણ લોકોને વિરાટ ભાસતો હતો. તેમના એક એક શબ્દે નીતરતો ભાસ થતો હતો. આંખના પલકારે પલકારે શક્તિનાં ઓજસ નીતરતાં હતા. વાણી મૃદુ અને સૌમ્ય હોવા છતાં તેમાં રહેલી અગ્નિનાં શ્રોતાઓનાં હૃદયમાં સ્વતંત્રતા માટે મરી ફીટવાની ધગશ જગાવતી હતી. પરતંત્રતાની બેડીઓ તોડી નાખવા માટે આઝાદીની લડતનો જુવાળ ચડયો હતો.

'પરાધીનતાની સહનતા એ નિર્બળતાનું લક્ષણ છે.' અને 'જ્યારે વાપર્યું તો શું, પણ સાંભળ્યું પણ ન હોય એવુ સત્યાગ્રહ નામનું આ એક નવું શસ્ત્ર છે.' એવો ઉપદેશ સાંભળનારા ત્યાંના શ્રોતાજનોમાંના એક બાળ શ્રોતાજન તરીકે ભાનુભાઈ પણ ત્યાં હાજર હતા. તેમની ઉંમર નાની હોવા છતાં, ગુણગ્રાહી બુદ્ધિ અને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાની ધગશ અજોડ હતાં.

ગાંધીજીના તે સમયના ભાષણથી તેઓ પ્રભાવિત બની ગયા હતા. તેમના તરફ તેઓ આકર્ષાયા હતા. તેમના મનમાં સહજ જ ઠસી જવા પામ્યું હતું કે 'દેશને પરાધીનતામાંથી મુક્તિ અપાવનાર જો કોઈ પણ વ્યક્તિ શક્તિશાળી હોય તો તે ફક્ત ગાંધીજી જ છે.'

તે સમયે ગોંડલ રાજ્યમાં દેરડી (કુંભાજી) ગામમાં પ્રભાશંકર ગંગારામ શુક્લ નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેમના વડીલબંધુ મણીશંકર ગંગારામ શુક્લ દેવલોક પામ્યા હતા. સ્વર્ગસ્થ મણીશંકરનાં સુપુત્રી વૃજકુંવર તેમના કાકા પ્રભાશંકરને ત્યાં તેમની મીઠી છાયામાં ઊછરી રહ્યાં હતાં: પ્રભાશંકર પોતે ચુસ્ત બ્રાહ્મણ એટલે કે ખૂબ જ ધર્મિષ્ઠ હતા. માયાળુ સ્વભાવ અને વિશાળ હૃદયના કારણે તેઓ પોતાની ભત્રીજી વૃજકુંવરને તેમના પિતાની ઊણપ સાલવા દેતા નહિ. વૃજકુંવર બાલ્યકાળ વિતાવી ચૂક્યાં હતાં અને ગૃહસ્થાશ્રમને યોગ્ય બન્યાં હતાં.

સમયના વહેણ સાથે પ્રભાશંકરે વૃજકુંવર માટે ભાનુભાઈને યોગ્ય માન્યા અને તેમની સાથે પોતાની ભત્રીજીનાં લગ્ન કરી આપ્યાં.

સને ૧૯૨૯માં ભાનુભાઈએ પ્રભુતામાં પગલાં માંડયાં.



## [૨]. —સાડા ચાર માસની સજા

ભાનુભાઈની ઉમર એટલી તો નહોતી કે તેમને મોટી ઉંમરના ગણી શકાય પરન્તુ તેમની કાર્યશક્તિ એટલી બધી મોટી હતી કે તેમને શાંત અને નિષ્ક્રિયપણે બેસી રહેવું ગમતુ નહિ તેઓ આટલી નાનીવયે પણ હિંમતથી આગળ પડતો ભાગ લેવા લાગ્યા હતા તેમની કામ કરવાની ધગશ અને નીડરતાના કારણે લોકો તેમને સ્વીકારવા લાગ્યા અને આગેવાન કાર્યકતાઓ તેમને આવકારવા લાગ્યા.

તે સમયે નરરત્ન નરીમાન અને મેહેરઅલીની બોલબાલા હતી જ્યારે તે બન્નેની આગેવાની નીચે સાયમન કમિશનનો બહિષ્કાર કરવામા આવ્યો ત્યારે ભાનુભાઇએ તેમા ખાસ ઊંડો રસ લીધા અને તે બહિષ્કારને ફત્તેહમંદ બનાવવા માટે તનતોડ પ્રયત્ન કર્યો.

તે સમય એવો હતા કે બે દિવસ સત્યાગ્રહ કરવામા આવે કે તરત જ લોકો સત્યાગ્રહ કરનારના વિચારોને અને તેમની માગણીઓને સ્વીકારી લેતા.

સને ૧૯૨૮મા મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટીના પ્રમુખપદે જમનાદાસ મહેતા હતા તેઓ તે સંસ્થાનું સુકાન યોગ્ય રીતે સંભાળી રહ્યા હતા. પરન્તુ સત્યાગ્રહની બાબતમા ગાંધીજીનાથે તેમને મતભેદ પડ્યા અને તેમણે તે સ્થાનેથી રાજીનામું આપ્યુ તેમના રાજીનામાથી ખાલી પડેલા તે સ્થાને નરીમાન આવ્યા

પાછળથી જમનાદાસ, મહેતા- વિઠ્ઠલભાઈ પટેલ- સાથે સત્યાગ્રહ- કરીને જેલમાં ગયા.

ભાનુભાઈ દેખાવે શાંત, સૌમ્ય અને ગંભીર હોવા છતાં નીડરતાનો નમૂનો હતા. ગમે તેવા સંજોગોમાં ઉશ્કેરાઈ ન જતાં શાંતિ જાળવી રાખવાનો તેઓ હમેશાં પ્રયત્ન કરતા છતાં પણ કયારેક કયારેક તેમનો ઉશ્કેરાટભર્યો સ્વભાવ ભાવ ભજવી જતો. કારણ કે તે સમયે તેમની ઉંમર નાની હતી તે વય જ ઉશ્કેરાટભરી મનાય છે.

તેમની નીડરતાનો પહેલો પ્રસંગ એટલે માધવબાગમાં મળેલી સનાતનીઓની વિરાટ સભા.

સને ૧૯૨૯ના અંતમાં માધવબાગમાં સનાતનીઓની એક ખાસ સભા યોજાઈ હતી. એ સમયે સનાતનીઓનું જોર પણ ઠીક ઠીક પ્રમાણમાં હતું. જુનવાણી વિચારો અને ઘર કરી બેઠેલા કુરિવાજો તેમના મન પર સવાર થયેલા હતા. પ્રગતિને તેઓ માનતા નહોતા અને સુધારાઓને સ્વીકારતા નહોતા. કોંગ્રેસ અને સુધારકો પ્રત્યે તેમને ઘૃણા હતી.

માધવબાગમાં મળેલી સનાતનીઓની સભામાં ભાનુભાઈ પણ પ્રેક્ષક તરીકે ગયેલા. સનાતનીઓ સિવાય પણ તેમની માફક કોઈક પ્રેક્ષકોએ ઉત્સુકતાને કારણે હાજરી આપેલી. સભાના કાર્યક્રમની શરૂઆતમાં એક ગીતની શરૂઆત થઈ. એ ગીત દેશને અને કોંગ્રેસને અપમાનિત કરનારું હતું. સનાતનીઓએ ખાસ દેશ અને કોંગ્રેસનું અપમાન કરવાના ઈરાદાથી જ રચાવ્યું હોય, એમ સહેજે સમજાઈ જાય એમ હતું. એ ગીતની પહેલી લીટી હતી:-

'ભારતકા સત્યાનાશ કીયા ઈન ગાંધીટોપીવાલોંને.'

આ લીટી સાંભળતાં જ ભાનુભાઈને આઘાત લાગ્યો. સનાતનીઓ ભલે ગમે તેવા હોય, પરન્તુ આટલી હદ સુધી પહોંચવાની હિંમત કરે, એ તો

ખરેખર શરમજનક જ ગણાય. તેમનાથી એ સહન થઈ શકયું નહિ. પોતાના સહજ સ્વભાવ પ્રમાણે તેઓ એકદમ ઉશ્કેરાઈ ગયા. તેમનાથી તે અપમાન સહન થઈ શકયું નહિ. તેમની જગાએ સ્વદેશાભિમાની કોઈ પણ વ્યક્તિ તે હીટી સાંભળે તો તે પણ સહન કરી શકે નહિ, એ વાત નિર્વિવાદ હતી.

દેશ, કોંગ્રેસ અને ગાંધીજી એ તો ભાનુભાઈના જીવનનાં મહાનત્ત્વો બની ગયાં હતાં. તેમનાથી તેમનાં અપમાન સહન થઈ શકે નહિ, એ સ્વાભાવિક હતું. એકદમ તેઓ પોતાની જગાએથી ઊભા થઈ ગયા અને ગર્જી ઊઠયા : 'બંધ કરો આ ગીત.'

સૌનું ધ્યાન તેમના તરફ દોરાયું સભામાં હાજર રહેલાઓમાંના બધા જ સનાતનીઓ હતા, એમ પણ નહોતું અને બધા જ સનાતનીઓ સુધારાને ન સ્વીકારવાને પણ તૈયાર નહોતા કોંગ્રેસ અને ગાંધીજી પ્રત્યે તેમાંના ઘણાઓને માન હતું એ કારણે ઘણાઓને ભાનુભાઈ પ્રત્યે માન ઉપજ્યું પરંતુ જુનવાણી સનાતનીઓનો ભાગ બહુ મોટા પ્રમાણમાં હતો. તેનું જોર પણ ઓછું નહોતું તે કારણે ભાનુભાઈના શબ્દોને કોઈએ દાદ આપી નહિ અને ગીત આગળ ચાલુ રહ્યું આથી ભાનુભાઈ વધુ ઉશ્કેરાઈ ગયા.

નાની ઉંમર, ઊગતી જવાની, ઊછળતું લોહી અને દેશની આઝાદીની આકાંક્ષા પોતાનો ભાગ ભજવ્યા વિના રહી શક્યાં નહિ.

તેમણે ઉશ્કેરાટમાં ખુરશી ઉપાડીને છૂટી ફેંકી અને સભામાં ગણગણાટ શરૂ થયો. ગભરાટ અને ઉશ્કેરાટભર્યું વાતાવરણ થઈ ગયું. વાત વધી પડી. ઉશ્કેરાટ વધવા લાગ્યો અને ચારે બાજુએથી ખુરશીઓ ઊડવા લાગી. સમય પારખીને અગમચેતી વાપરનારા લોકો તોફાન થવાની બીકે બહાર નીકળી જવા લાગ્યા બહાર નીકળવાની ઉતાવળમાં ધમાચકડી વધી પડી અને આખરે સભા મોકૂફ રહી.

આ સભાએ લોકોનું ધ્યાન ભાનુભાઈ તરફ દોર્યું. આટલી નાની વયે તેમની હિંમત, નીડરતા, બુદ્ધિ અને દેશ તેમજ કોંગ્રેસ અને ગાંધીજી પ્રત્યેની તેમની નિષ્ઠા પ્રકટ થઈ ચૂકયાં. લોકો તેમને જોવા માટે તેમની નજીક પહોંચી ગયા. તેમની ચારે બાજુએ માનવમેદની જમા થઈ ગઈ. તેમના તરફ લોકો માનની દૃષ્ટિએ જોવા લાગ્યા અને એક નીડર વ્યકિત તરીકે તેમને અપનાવવા લાગ્યા.

તેમના વ્યકિતત્વનો સૌપ્રથમ ખ્યાલ મુબઈવાસીઓને આ સભા પ્રસંગે આવ્યો.

પાછળથી ભાનુભાઈએ ગીતની પહેલી લીટીનું એટલે કે, 'भारत का सत्यानाश कीया ईन गांधीटोपीवालोंने 'નું પ્રતિકાવ્ય રચ્યું તે હતું:

'भारत का जयजयकार कीया ईन गांधीटोपीवालोंने.'

આ રીતે ૧૯૨૯ના અંતમાં પ્રથમ પોતાના કાર્યમાં સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરનાર ભાનુભાઈએ સને ૧૯૩૦ના મીઠાના સત્યાગ્રહમાં ભાગ લીધો.

સને ૧૯૩૦માં મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો લોકોમાં તે સમયે સ્વતંત્રતા પ્રપ્તિનો જુવાળ ઊભરાયો હતો. પહેલાના જમાનામાં કોઈની ગુલામીમાંથી સ્વતંત્ર થવા માટે એક જ હાકલ પડતાં જેમ ચારે બાજુએથી હથિયારો લઈને લોકો મેદાને પડતા, તેમ આ સ્વતંત્રતાપ્રાપ્તિના અહિંસક યુદ્ધમાં લોકો પોતાનાં શિર હાથમાં લઈને મેદાને પડવા લાગ્યા હતા.

દરેકના હૃદયમાં પરતંત્રતા ખૂંચી રહી હતી. ગુલામીની બેડીઓ અસહ્ય લાગવા માંડી હતી. પવનની લહેરે લહેરે સ્વાતંત્ર્યપ્રાપ્તિનાં ગુંજન સંભળાવા લાગ્યાં હતાં. નાનાં કે મોટાં, સ્રી કે પુરુષ દરેકમાં જોમ પ્રકટયુ હતું. સત્યાગ્રહ એ જ સ્વાતંત્ર્યપ્રાપ્તિનું શસ્ત્ર બની ગયું હતું.

ભાનુભાઈને પણ મીઠાના કાયદાભંગના સત્યાગ્રહમા દાખલ થવાની ઈચ્છા થઈ, ઈચ્છા થવી અને તે પાર પડવી, એમાં ઘણો ફરક છે તેમને ઈચ્છા તો થઈ પરંતુ સામે એક મોટી મુશ્કેલી પણ ઊભી હતી તેમની ઉંમર તે સમયે નાની હતી, સત્યાગ્રહની ટુકડીમા દાખલ થવા માટ ફોર્મ ભરવુ પડતું હતું તેમા જોઈતી ઉંમર તેમની નહોતી અસત્ય કહેવું, એ પાપ છે અને દેશની સેવાની મળતી તક જવા દેવી પણ યોગ્ય નથી, એવી દ્વિધા વચ્ચે તે ફસાયા હતા બંનેમાંથી એકની પસદગી કરવાની હતી

આખરે તેમણે નિર્ણય કરી લીધો અને ફોર્મમા ખોટી તારીખ—ખોટી ઉંમર ભરવાની તેમને ફરજ પડી તેમનાથી દેશ પ્રત્યેની પવિત્ર લાગણીઓને રોકી શકાઈ નહિ તારીખ બારમી માર્ચ ૧૯૩૦ના રોજ તેમણે ખોટી ઉંમર સાથે ફોર્મ ભર્યું અને મીઠાના કાયદાભંગની ટુકડીમાં દાખલ થયા

મીઠાના કાયદાભંગ માટ વડાલાના પસંદ કરવામા આવ્યુ હતુ જેમ પછી એક ટુકડીને ત્યા મોકલવામાં આવતી હતી ગવાનન વ્યવસ્થિત થતું હતું પરંતુ તે ટુકડીઓને કાયદાભંગનો લ્હાવા લેવા મળે એ પહેલા જ તેમને પકડી લેવામા આવતી અને દૂર લઈ જઈને છોડી મૂકવામા આવતી

પકડાતી ટુકડીઓને છૂટી જવામા રસ નહાતો પકડાઈને જેલમાં જવુ અને જેલો ભરી દવી એ એમનો મુખ્ય હેતુ હતો વડાલા જતી ટુકડીઓને પકડી પકડીને દૂર લઈ જઈને છોડી મૂકવામા આવતી હાવાથી, કાયદાભંગના સૂત્રધારાએ નવા રાહ અપનાવ્યા અને ભાનુભાઈવાળી ટુકડીને વડાલાને બદલે ચેમ્બુર મોકલવામા આવી

એ ટુકડીમા આજુબાજુ ચાલીસથી પચાસ માણસો હતા આ સ્થળ વડાલાથી અવળુ બન્યું આખી ટુકડીને તારીખ પાંચમી જૂન ૧૯૩૦ના રોજ પકડી લેવામા આવી આ ધરપકડ વખતે કંઈક રમૂજ જેવુ બનવા પામ્યું

બપોરે તડકામાં ચેમ્બુરની ધરપકડ વખતે એક યુરોપિયન અધિકારીને બહું દોડવું પડેલું અને તેથી એ ઘણો ગુસ્સે થયેલો. ગુસ્સાના આવેશમાં આવીને તે એક ઝાડના છાંયે જઈને ઊભો રહ્યો. જેમ જેમ પોલીસ તેની આગળથી પકડાયેલા સ્વયંસેવકોને પસાર કરે તેમ તેમ તે દરેકને એક એક સોટી મારે. હવે ભાનુભાઈનો વારો આવ્યો. તેમણે તેમની આગળનાઓને સોટી મારતા અધિકારીને જોયેલા. એટલે તેમને પોતાને સોટી મારવામાં આવે તે અગાઉ જ તેઓ મક્કમપણે તે અધિકારીની સામે જઈને ઊભા રહ્યા. તેમની નીડરતા જોઈને અધિકારી સંકોચાઈ ગયો. ભાનુભાઈને મારવા માટે ઉગામેલી સોટીવાળો હાથ આપોઆપ નીચે નમી ગયો.

પકડાયેલા બધા જ લોકો સામે વાંદરા કોર્ટમાં કેસ ચાલ્યો. તે સમયે વાંદરા થાણા જિલ્લામાં ગણાતું હતું. કેસ ચાલીને દરેકને સજા થવા લાગી. સજામાંથી બચી જવા માટે ભાનુભાઈ પાસે એક માર્ગ હતો, અને તે એ કે સાચી ઉંમર જણાવી દેવાનો. જો તેઓ પોતાની સાચી ઉમર જણાવે તો તેમને થનારી સજા અટકી જાય તેમ હતું; કારણ કે તે સમયે તેમની ઉંમર માત્ર પંદર વરસની જ હતી. પરંતુ તેમને જેલનો ડર નહોતો જેલમાં જવા માટે તો ખોટી ઉંમર લખીને તેમણે ફોર્મ ભર્યું હતુ ત્યા સજા અટકાવવા માટે સાચી ઉંમર જણાવવાની વાત જ કયાં રહી? તેમણે કોર્ટમા પોતાની ઉંમર વીસ વરસની જણાવી અને તેમને સાડા ચાર માસની સખ્ત સજા થઈ

આ સજા તેમના માટે પહેલી હતી અને તમને માટે તે ગૌરવનો પ્રસગ હતો.

સજા બાદ તેમને એક દિવસ થાણામા રાખવામા આવ્યા ત્યા તેમની સાથે જેલમાં શ્રી. જમનાદાસ મહેતા, શ્રી આબિદઅલી, સ્વામી આનદ વગેરે હતા ત્યાંથી તેમને વરલી જેલમા લઈ જવામા આવ્યા તે પછી ત્યાથી વીસાપુર

-જેલમાં લઈ જવામાં આવ્યા. ત્યાં લઈ જવા માટેનું કારણ દર્શાવવામાં આવ્યું કે 'તમે બધા અહીં વધુ તોફાન કરતા હોવાથી ત્યાં મોકલવામાં આવે છે.'

તેમનામાં જેઓ ઉંમરલાયક હતા, તેવા પંદરેકને ભાયખલામાં રાખવામાં આવ્યા અને બાકીનાઓને ભાયખલા સ્ટેશનેથી ખાસ ટ્રેન દ્વારા વીસાપુર મોકલવામાં આવ્યા. તેઓ તોફાની હોવાના કારણે તેમના પર પહેરો પણ મજબૂત મૂકવામાં આવ્યો.

એ સમયે વીસાપુર જેલ બહુજ ખરાબ ગણાતી હતી. લોકોમા વાયકાઓ પણ તેવા જ પ્રકારની ચાલતી હતી. ત્યાં જેલ જેવું કંઈ નહોતું. ફક્ત ઝૂંપડીઓ (*Hutments*) કહી શકાય એવાં નાનાંનાનાં બેઠા ઘાટનાં મકાનો હતાં. આજુબાજુમા ઘાસ, ઝાડ વગેરે હતાં. પરંતુ એક વાત નિર્વિવાદ હતી, કે ત્યાં એક પ્રકારની ખાસ શિસ્ત રાખવામાં આવી હતી અને તેનું પાલન કડક રીતે કરાવવામાં આવતું હતું

જમવા માટે બધાએ સાથે બેસવાનું રહેતું જમી રહ્યા પછી એકદમ ગમે તેમ ગમે તેણે ઊઠવાનું નહિ, એવા પ્રકારની શિસ્ત હતી. જમી રહ્યા પછી પૂછવામા આવતું, 'બધા જમી રહ્યા?' પછી કહેવામાં આવતુ 'હોશિયાર હો જાવ.' એટલે બધા તૈયાર થઈ જતા એટલે કે બધા પોતાની થાળીની સામે ઊભા પગે બેસી જતા. પછી કહેવામાં આવતું કે 'ખડે હો જાવ.' એટલે બધા થાળીઓ ત્યાજ રાખીને ઊભા થઈ જાય પછી કહેવામાં આવે કે 'વાકનીચું'. એટલે બધા વાકા વળે. પછી કહેવામાં આવે કે 'પકડ થાળી', એટલે બધા થાળી અને પીવાનું વાસણ ઊંચકે. (પીવાના વાસણને ત્યાં પાટ કહેવામાં આવતું) પછી કહેવામાં આવે કે 'ખડે હો જાવ' એટલે બધા થાળી અને પાટ સાથે ઊભા થઈ જાય. પછી કહેવામાં આવે કે 'ફીરાવ મોં', એટલે બધા ફરી જાય પછી કહેવામા આવતું કે 'હો જાવ જોડી', એટલે બધા

બબ્બેની જોડીમાં ગોઠવાઈ જતા. આટલી વિધિ પતી ગયા પછી દસ દસની ટુકડીને નળ તરફ મોકલવામાં આવતા.

આ સ્થળે જ્યારે 'વાંકનીયું' કહેવામાં આવ્યું ત્યારે ભાનુભાઈ વાંકા વળ્યા નહિ. તે સમયે જેલર તરીકે મિ. શંકરરાવ હતા. તેમણે તેમને વાંકા વળવા માટે ખૂબ સમજાવ્યા, પરંતુ ભાનુભાઈ તો એકના બે થયા જ નહિ. આખરે તેમને એમજ ઊભા રાખીને બીજાઓનું કામ જેલરે પતાવી લીધું. બાદ તેમને લઈને જેલર જેલ સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગયા. તે સમયે જેલ સુપરિન્ટેન્ડેન્ટ તરીકે મિ. વોરનર હતા. તેમણે પણ ભાનુભાઈને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એવી રીતે સમજી જાય તો ભાનુભાઈ ભાનુભાઈ શાના?

આખરે તેમને હુકમનો અનાદર કરવા માટે સજા ફરમાવવામાં આવી. એ સજા હતી પ્રથમ અંધેરીમાં એટલે કે અલગ રૂમમાં રાખવાની અને બીજાઓ સાથેનો પત્રવ્યવહાર બંધ તેમ જ બહારના કોઈની પણ મુલાકાત બંધ.

આ કારણે તેમને મળવા આવનાર કોઈ પણ વ્યકિત સાથેની મુલાકાત તદ્દન બંધ થઈ ગઈ. અને બહારથી આવતા પત્ર પણ બંધ થઈ ગયા. પોતે પત્ર લખવાનો તો પ્રશ્ન રહ્યો નહિ. જાણે કે બહારની દુનિયા સાથેનો વ્યવહાર જ કપાઈ ગયો!

આ સજા વખતે ભાનુભાઈના પિતાશ્રી મંછારામભાઈ અને વૃજકુંવર ભાનુભાઈનાં પત્ની—તેમને મળવા માટે ખાસ આવ્યાં. પરંતુ સજાનું પાલન કડક રીતે થતું હોવાથી તેમની મુલાકાત થઈ શકી નહિ. આ પ્રકારની સજા ફરમાવવામાં આવી છે, એ વાતની તેમને ખબર પણ નહોતી. મુલાકાત ન થવાના કારણે શ્રીમતી વૃજકુંવરને સખત આઘાત લાગ્યો. તે આઘાતમાંથી તેમને ક્ષયની (T. B.) બીમારી લાગુ પડી.

તે સમયે યાકૂબ પુનાવાળા કે જેઓ મુંબઈના હતા, તે ત્યાં હતા. ભાનુભાઈને અંધેરીમાં રાખવામાં આવ્યા, તે કારણે તેમણે તેમના સાથીદારોને

મળીને સત્યાગ્રહ કર્યો અને જમવાનું બંધ કર્યું જેલર અને જેલ સુપરિન્ટેન્ડેન્ટ સાથે ખૂબ રકઝક થયા પછી 'વાડનીયુ'ની પ્રથા બંધ કરવામા આવી અને ભાનુભાઈને અંધેરીમા બહાર કાઢવામા આવ્યા આ વખતે તે પ્રથા બધ કરતાં જેલર અને જેલ સુપરિન્ટેન્ડેન્ટ તરફથી હવે આગળ ગિરદી કે તોફાન ન થાય, એવી જવાબદારી ભાનુભાઈ પર નાખવામા આવી હતી

તે પહેલા સત્યાગ્રહમા પકડાયેલા કોંગ્રેસવાદી શ્રી. ગોવિંદજી વસનજી મીઠાઈવાળાએ સને ૧૯૨૧મા આ વીસાપુર જેલમાથી છૂટયા પછી આ જ જેલમા બહુ ઊહાપોહ કર્યો હતો અને જેલની સુધારણા માટે લડત ઉપાડી હતી. તેમની સાથેના સત્યાગ્રહીઓએ પણ તેમા ભાગ લીધો હતો તે લડતના પરિણામે સને ૧૯૩૦મા એક તપાસ કમિટી નીમવામાં આવી હતી, ત્યા સુધી આ જેલ બધ રાખવામા આવી હતી ફરીથી જ્યારે તે સને ૧૯૩૦મા શરુ કરવામા આવી ત્યા ભાનુભાઈવાળો પ્રસંગ બનવા પામ્યો હતો.

તપાસ કમિટી નીમવામા આવી તેમા ઓફિસિયલ અને બિન-ઓફિસિયલ સભ્યોને લેવામા આવ્યા હતા શ્રીમતી લીલાવતી મુનશી, વાલુભાઈ દેસાઈ, વિઠ્ઠલદાસ ભગવાનદાસ વગેરે કોંગ્રેસ કાર્યકરોનો તેમા સમાવેશ કરવામા આવ્યો હતો અને કમિટી નીમ્યા પછી શુ પરિણામ આવ્યુ તે જાણી શકાયુ નહોતુ

—આ એક વાત ચોક્કસ બની ગઈ હતી કે ભાનુભાઈના પ્રસંગથી વાડનીયુની પ્રથા રદ થઈ હતી.

સજાનો સમય પૂરો થતા ભાનુભાઈ મુક્ત થયા થોડા જ દિવસોમા કેટલાક સમય માટે પોતાને વતન સવરી ગયા.



## [ ૩ ] —ધર્મ યુદ્ધ અને જીત

દિવસો પર દિવસો વીતવા લાગ્યા આઝાદીની ચળવળે ગંભીર સ્વરૂપ પકડયુ શેરીએ શેરીએ અને જ્યા જ્ગા મળે ત્યાં સભાઓ ભરાવા લાગી તે સમયે જમનાદાસ દ્વારકાદાસના પત્ની ઝવેરબહેન વોર કાઉન્સિલ (War Council)ના પ્રમુખ હતા કોંગ્રેસ તે સમયે બિનસત્તાવાર હતી કાયદાનાં તેના પર અનેક બંધનો હતા ભાનુભાઈને ત્યાના ઓરગેનાઈઝર બનાવવામાં આવ્યા એમના પર ફક્ત એટલી જ જવાબદારી નાખવામાં આવી કે, બની શકે તેટલી વધુમા વધુ સભાઓ ચોપાટી પર ભરવી જો કે સભાઓમા કોઈ આવી શકતુ નહોતુ પરન્તુ સભાઓ ભરાય છે, એમ જાહેર કરવામાં આવતુ જ

સભા ભરવાના સમયની જાહેરાત પ્રમાણે ચોપાટી પર કેટલીક ખુરશીઓ મૂકવામા આવતી જેમને પ્રમુખ તરીકે નક્કી કરવામા આવ્યા હોય, તેમને વિલ્સન કોલેજની આજુબાજુમાથી ચોપાટી તરફ લઈ જવામાં આવતા પ્રમુખ ત્યા પહોચે કે તરત જ તેમને સરકાર તરફથી પકડી લેવામાં આવતા આ પ્રકારનો નિયમ તે સમયે બની ગયો હતો

તારીખ ૨૬મી જાન્યુઆરી સને ૧૯૩૨ના રોજ આ જ નિયમ પ્રમાણે ભાનુભાઈ ઝવેરબહેનને વિલ્સન કોલેજ આગળથી ચોપાટી તરફ લેઈ જઈ

રહ્યા હતા અટલામા ત્યાં જ વિલ્સન કોલેજ આગળ જ તેમને પકડી લેવામા આવ્યા. આ વાત ચારે બાજુએ તરત જ ફેલાઈ ગઈ ધરપકડ માટે આવો નવો ચીલો કેમ પડ્યો, એ વાતનો સૌ વિચાર કરતા થઈ ગયા. પ્રમુખને તો પકડવામાં આવતા પરન્તુ ભાનુભાઈને શા માટે પકડવામાં આવ્યા ? આ પ્રશ્ન ચર્ચાસ્પદ બની ગયો.

તે સમયે ગીરગામ કોર્ટમાં મેજિસ્ટ્રેટ તરીકે મિ. ઈન્દ્રવદન મહેતા હતા અને દુભાષિયા તરીકે મિ. ગોરધનદાસ હતા. ભાનુભાઈનો કેસ મિ. ઈન્દ્રવદન મહેતાની કોર્ટમાં આવ્યો. કોર્ટમા ન્યાયાધીશની ખુરશી પર બેસનાર વ્યક્તિ અગર તો તેની સાથે કામ કરનાર વ્યકિત ગમે તેવી કડક અને ન્યાયપરાયણ હોવા છતાં તેના અંતરમાં દેશદાઝ તો હોય છે જ. પોતાના દેશની આઝાદીને ખાતર મરી ફીટનાર માટે તેમના દિલમા કુમળી લાગણી હોય છે ગમે તેવી સત્તાની કે ન્યાયની ખુરશી પર બેસવા છતાં તેમના દિલમાથી માનવહૃદય હટી શકતુ નથી.

મિ. ગોરધનદાસે ભાનુભાઈને સમજાવતા કહ્યુ

'જો તમે એમ કહેશો કે મને વિલ્સન કોલેજ આગળથી પકડવામા આવ્યો છે, તો તમને છોડી મૂકવામા આવે એમ છે ઉપરાંત, સત્ય હકીકત એ છે, એ વાત હુ જાણું છું પોલીસે કરેલો રિપોર્ટ ખોટો છે, એ વાત અમારી જાણ બહાર નથી. માટે તમે એટલું જ કહેજો કે મને વિલ્સન કોલેજ આગળથી પકડવામા આવ્યો છે '

પરન્તુ ભાનુભાઈએ તેમની સલાહનો સ્વીકાર કર્યો નહિ સત્ય હકીકત તો મિ. ગોરધનદાસે કહી તે જ હતી. પરન્તુ ભાનુભાઈને તો જેલમા જવાની હોંશ હતી એટલે પોતાનો બચાવ કરવા માટે તેમણે કોઈ પણ પ્રકારની દલીલ કરી નહિ.

પોલીસે કરેલા ખોટા રિપોર્ટના આધારે અને ભાનુભાઈએ પોતાના બચાવ માટે કંઈ પણ દલીલ ન કરવાના કારણે કોર્ટને ન છૂટકે કાયદાને આધીન થવું પડયું અને તેમને નવમાસની સખત સજા કરવામાં આવી.

થોડા દિવસ તેમને આર્થરરોડ જેલમાં રાખ્યા બાદ વીસાપુર જેલમાં મોકલવામાં આવ્યા. એ સમયે એસ. કે. પાટીલ, જમનાલાલ બજાજ વગેરે આગેવાનો ત્યાં હતા. તેમ જ શ્યામરાવ - ઠાકુર, પાલેકર, પાનસારે વગેરે પણ ત્યાં જ હતા.

આ સમયે એસ. કે. પાટીલ થોડા જોરમાં હતા. તેઓ પોતે જ જાતે થઈને સ્પોકમેન (Spokemnn) બની ગયા હતા. (સ્પોકમેન એટલે જે કંઈ બધાની વતી બોલવું, લખવું, સાંભળવું કે ફરિયાદ કરવી તે. કોઈ પણ જાતનાં પગલાં ભરવાં હોય તો તે બધાની વતી ભરી શકે.)

મૂળથી ભાનુભાઈ રમૂજી સ્વભાવના ખરા. એમને એક રમૂજ કરવાનો વિચાર સ્ફૂરી આવ્યો. તેમના સાથીદારો શ્યામરાવ ઠાકુર, પાલેકર, પાનસારે વગેરેને મળીને તેમણે એવી હવા ફેલાવી કે, 'સ્પોકમેનની ચૂંટણી થવી જોઈએ. ચૂંટણીમાં ચૂંટાઈ આવ્યા સિવાય, કોઈને પણ સ્પોકમેન તરીકે સ્વીકારી શકાય નહિ. કારણ કે આપણે લોકશાહી રાજ્યની પ્રાપ્તિ માટે લડત લડી રહ્યા છીએ: એ લોકશાહીના નિયમ પ્રમાણે પ્રત્યેક કાર્યમાં ચૂંટણી અનિવાર્ય બની રહે છે.'

તે સમયે જેલમાં બીજા અનેક લોકો હતા. પરન્તુ આટલા લોકોએ એવી સિફતથી આ વાતની હવા ફેલાવી કે સૌનાં મનમાં તે સત્ય તરીકે જ ઠસી ગઈ. સૌને થયું કે ભાનુભાઈની વાત સાચી છે. બધા બોલી ઊઠયા કે, "આપણી હાલની આઝાદીની લડત લોકશાહી માટે છે, તો આ સ્થાન માટે પણ લોકશાહીના સિદ્ધાંત પ્રમાણે ચૂંટણી થવી જોઈએ.'

આ પ્રકારનો એક ઠરાવ રજૂ કરવામાં આવ્યો અને એ ઠરાવ પર મત લેવામાં આવ્યા. વધુ મતે આ ઠરાવ પસાર થયો અને સ્પોકમેન માટેની ચૂંટણી કરવાનું નક્કી થયું.

ચૂંટણી માટે સૌએ પાલેકરનું નામ સૂચવ્યું. શ્રી. સદોબા પાટીલ અને પાલેકર વચ્ચે આ નાનકડો ચૂંટણી જંગ જામવાનો હતો. ભાનુભાઈ જાણતા જ હતા કે આમાં પાટીલની જ જીત થવાની છે આ જંગ તો એક પ્રકારના આનંદ માટે ગોઠવવામાં આવ્યો હતો

જ્યારે બધાના મત લેવાઈ ચૂકયા ત્યારે પરિણામમા પાલેકરને ફકત પાંચ જ મત મળ્યા હતા જ્યારે પાટીલને બાકીના બધા જ મત મળ્યા હતા. શ્રી પાટીલ સમજી ગયા હતા કે આ બધી રમત ભાનુભાઈની જ છે.

ખરી રીતે આ રમતમાં કોઈ પણ પ્રકારની દ્વેષબુદ્ધિ હતી જ નહિ. જેલમાં વિના કારણ શૂનમૂન થઈને બેસી રહેવુ અને શૂન્યમનસ્કપણે સમય પસાર કરવો, એના કરતા કઈક રમૂજના પ્રસંગો ઉપજાવીને આનંદ પ્રાપ્ત કરવો, એ ધ્યેય હતું

ભાનુભાઈના સાથીદારોમાં ત્યાં કેટલાક સાહિત્યકારો પણ હતા. તે સાહિત્યકારોના સહવાસમાં રહીને તેમને પણ કંઈક સાહિત્યસર્જન કરવાની તમન્ના જાગી. તેમણે ત્યાં કેટલાંક પ્રતિકાવ્યો લખ્યાં

સર્વની સાથે હળીમળીને રહેવામાં નવ માસનો સમય કયાં પસાર થઈ ગયો તે સમજાયું પણ નહિ

સમય પૂરો થતાં જેલમાંથી છૂટીને તેઓ પોતાને ઘેર પાછા ફર્યા.

* * *

સને ૧૯૩૨ના અંતમાં જ્યારે તેઓ છૂટીને પોતાના ઘેર પાછા ફર્યા ત્યારે તેમનાં પત્ની શ્રીમતી વ્રજકુંવરની તબિયત ક્ષયની બીમારીથી વધુ નંખાઈ જવા પામી હતી. આ હકીકતથી તેમના મનને મોટો આંચકો લાગ્યો. તે વખતે તેમનાં પત્ની દેશમાં હતાં. તેમને મળવા જવા માટે તેમનુ મન અધીરુ બની ગયું હતું, જ્યારે બીજી તરફ આઝાદીની લડત વધુ ને વધુ જોર પકડતી હતી, તે વાત પણ તેમને આકર્ષવા લાગી.

પોતે કયા માર્ગે જવું તેનો ઉકેલ તે શોધી શકતા નહોતા. અચાનક તેમના પિતાશ્રીએ એમને બોલાવીને કહ્યું: 'તમારા મનમાં ચાલી રહેલી દ્વિધા હું સમજી શકું છું. પરન્તુ પત્ની પ્રત્યેની ફરજ વધુ મહત્ત્વની છે, એ તમારે ભૂલવું ન જોઈએ '

એક જ વાક્યમાં ભાનુભાઈ બધું સમજી ગયા. પત્નીનો આધાર પતિ હોય, તો પતિએ પોતાની પત્ની તરફની ફરજ ભૂલવી ન જોઈએ, એ વાત તેમને સહજમાં જ સમજાઈ ગઈ. જે માનવી પોતાના કુટુંબ પ્રત્યેની ફરજ અદા કરી શકે નહિ, તે માનવીની દેશને માટે અદા કરવામાં આવતી ફરજની કિંમત શું?

—અને ભાનુભાઈને પોતાને વતન જવું આવશ્યક જણાયું. પિતાની આજ્ઞાને માન આપીને પોતાની ફરજ અદા કરવા માટે તેઓ તરત જ દેશમાં જવા માટે રવાના થયા. તેમની સાથે તેમના કાકાના પુત્ર જયંતીલાલ પણ હતા. જયંતીલાલ ભાનુભાઈથી છ માસ નાના હતા. બન્ને કાર્યશીલ હોવાથી દેશમાં જઈને તેમનાથી શાંત અને નિષ્ક્રિય બેસી રહેવાયું નહિ કંઈક કરવું જોઈએ, એમ અત્યંત ગંભીરતાપૂર્વક વિચાર્યા બાદ તેમણે ત્યાં 'સલડી યુવક-મંડળ' સ્થાપ્યું.

એ સમયે સલડી વગેરે ગામોમા સિંધી મુસલમાનો બળદ વગેરે લઈને આવતા અને જરૂરિયાત વાળાને વધુ કિંમતે ઉધાર આપતા. લોકો પાસે પૈસા ન હોવાના કારણે તેઓ વધુ કિંમત આપીને ઉધાર લેતા બીજી મોસમે પાછા તે લોકો આવતા અને પાછળના નાણાંની કડક રીતે ઉઘરાણી કરતા. લોકો પૈસા આપી શકતા નહિ તેમની પાસેથી બળજબરીથી વસૂલ કરતા. જો વસૂલ થઈ શકે તેમ ન હોય તો અનેક પ્રકારે ત્રાસ આપતા આવા ત્રાસમાંથી જનતાને ઉગારી લેવાનો હેતુ આ મંડળનો ખાસ કરીને હતો મંડળનો હેતુ સારો હોવાથી તેના લોકોનો સહકાર પણ સારો મળવા લાગ્યો હતો.

મંડળે જનતાની મુશ્કેલીઓ ટાળવા માટે અને તેને સિંધી મુસલમાનો તેમજ તેમના જેવાઓના ત્રાસમાંથી બચાવવા માટે મોટું આંદોલન જગાવ્યું. તે આંદોલનમાં તેને સારી સફળતા મળી.

સને ૧૯૩૩ની શરૂઆતમાં મુગાજી વલીભાઈનાં માતુશ્રી સ્વર્ગવાસ થયાં હોવાથી તેઓ દેશમાં ગયા હતા. તે વખતે તેઓ શ્રીમંતાઈની ટોચે પહોંચ્યા હતા, એમ કહીએ તો પણ ચાલી શકે. મુંબઈ જેવા મોટા શહેરમાં પણ શ્રીમંત તરીકે તેમની ખ્યાતિ હતી

પોતે સારું કમાયા હોવાથી અને પોતાની ખ્યાતિ પ્રમાણે તેમણે પોતાની માતાના સ્વર્ગવાસ નિમિત્તે ખર્ચાળ કારજ કરવાનું વિચાર્યું. કારજ કરવાનો તેમનામાં રિવાજ હતો. સામાન્ય માણસ જે રીતે કારજ કરે, તે કરતાં તો તેમણે મોટા પ્રમાણમાં અને ખર્ચાળ કરવુ જોઈએ, એ વાત તો નિર્વિવાદ હતી.

નાના સ્ટેટમાં કે ગામમાં કોઈ પણ વ્યકિત મુંબઈથી આવે એટલે તેનુ સ્વાગત કરવા જેવું તે સમયે લેખાતું લોકો બહુ શિક્ષિત નહોતા. પૈસાની હમેશાં ગામડાના લોકોને ખેંચ રહેતી. બહારગામ જવાનો જ્યાં લોકોને વિચાર કરવો પડતો ત્યાં મુંબઈ જવાની તો વાત જ કયાં રહી? એ સમયે મુંબઈ જવું, એ અત્યારે અમેરિકા કે ઈંગ્લેન્ડ જવા કરતાં પણ વધુ મહત્ત્વનું ગણાતું. મુંબઈથી આવેલી વ્યકિત પૈસાદાર તો શું, પણ સામાન્ય હોય તો પણ તેની આસપાસ મધમાખીઓની પેઠે લોકો ટોળે વળી જતા. તેમાં પણ જો કોઈ શ્રીમંત આવે તો અધિકારીવર્ગ વિશે પણ પૂછવાપણું ન રહે.

સરકારી અધિકારી વર્ગ તેમજ નોકરિયાત વર્ગ તે વ્યકિતને માનની નજરે જોતો. તેનું માન સાચવતો અને તેના સંસર્ગમાં વધુ કેમ અવાય, તેના માર્ગ શોધતો. મોંઘવારીનું નામ પણ કોઈએ એ વખતે સાંભળ્યું નહોતુ ઓછામાં ઓછું કમાનાર વ્યકિત પણ શાંતિથી રોટલો ખાઈને આનંદમાં જીવન વિતાવતી.

જો કે તે સમયે પણ કેટલાક લોકો આંટીઘૂંટીવાળા હતા; છતાં પણ મોટા ભાગના લોકો સરળ સ્વભાવનાં અને ભોળા હતા.

મુસાજીએ દેશમાં જઈને પોતાની સ્વ. માતાની પાછળ કારજ કરવાનું નક્કી કર્યું. જેમ વધુમાં વધુ ખર્ચ કરી લગ્ન સમારંભ ઊજવીને મોટી કીર્તિ પ્રાપ્ત કરવાની ધગશને સંતોષવામાં આવે છે તેમ તેમણે વધુમાં વધુ ખર્ચ કરી વાહવાહ બોલાવવા માટે બેથી ત્રણ હજાર માણસોને આમંત્રણ મોકલ્યાં.

મુસાજી પોતે વહોરા કોમના હોઈ માંસાહાર તરફ તેમનું લક્ષ ગયેલું. ગામડા ગામમાં આટલા બધા માણસો માટે તાજું માંસ પણ ક્યાંથી મળી શકે? તેમણે ખાસ તે ભોજન માટે ચાલીસ-પચાસ ઘેટાં-બકરાં વગેરે મંગાવ્યાં. સાથે એક ખાટકીને પણ તેડાવ્યો. જ્યારે લોકોએ આ પશુઓને આર્તનાદ સાથે પસાર થતાં જોયાં ત્યારે તેમના દિલમાં કંપારી છૂટી. મુસાજી માટે લોકોને જે માન હતું તે એકદમ ઘટી ગયું. લોકોનું લોહી ઊકળી આવ્યું.

ગુજરાત કે કાઠિયાવાડના હિંદુઓમાં માંસાહાર હોતો નથી, એ કારણે હિંદુઓનાં હૃદય કંપી ઊઠયાં. આ બિચારાં નિર્દોષ પશુઓ! શાને માટે એમનો વધ! લોકોની જીભના સ્વાદને સંતોષવા માટે? અને જો જીભને સ્વાદ જોઈતો હોય તો અન્ય ખાદ્ય પદાર્થ ક્યાં નથી? ધાન્યમાંથી કઈ વસ્તુઓ બની શકતી નથી? ધાર્મિક જીવન વિતાવતા ધર્મિષ્ટ લોકોના આવા પવિત્ર ગામમાં આટલો મોટો સંહાર? અને તે પણ છડેચોક?

—પરંતુ કોની હિંમત છે કે મુસાજીની સામે બોલી શકે? તેમની સામે આંખ પણ ઊંચી કરીને કોણ જોઈ શકે? એ મુંબઈના રહેવાસી શ્રીમંત માનવી સામે જ્યાં સત્તાધીશો પણ બોલવાની હિંમત કરતા નહોતા ત્યાં બિચારા આ ગરીબ ગામલોકોનું શું ગજું!

—અને સૌની દૃષ્ટિ ભાનુભાઈ તરફ વળી. યોગાનુયોગે ભાનુભાઈ ત્યાં જ હતા. મુસાજીને તેમના આ કાર્યમાંથી પાછા હઠાવી શકે એવી જો કોઈ પણ

જાહિત હોય તો તે ભાનુભાઈ જ છે, એમ સૌને લાગ્યું. પરંતુ જાહેર રીતે ભાનુભાઈ પાસે મુસાજીની સામે બંડ ઉઠાવવા માટે મદદ લેવા જવાની હિંમત કોણ કરે? આખરે અંદરોઅંદર મસલત કરીને તેઓ છૂપી રીતે ભાનુભાઈને ખાનગીમાં મળ્યા જાહેર રીતે મળવાની હિંમત કોઈનામાં હતી, નહિ.

થોડીક ચર્ચા કર્યા બાદ એમ નક્કી કરવામાં આવ્યું કે "આ આખી બાબત યુવકમંડળને સોંપી દેવી. યુવકમંડળ જ આ વિષય ઉપાડી લે અને થનારી કત્લ બંધ કરાવે."

બધાને ભાનુભાઈના વિચારો ગમ્યા. સૌ સહમત પણ થયા પરંતુ કોઈને એમ લાગ્યું નહિ કે યુવકમંડળ આ કત્લ અટકાવી શકે. બધાના મનમાં એમ ખાતરીપૂર્વક ઠસી ગયું હતું કે ગમે તેટલા ધમપછાડા અને વિરોધ છતાં મુસાજી પોતાનું ધાર્યું કરશે કોઈનું કહેવું તે માનશે નહિ અને ગમે તેવા વિરોધને દાદ આપશે નહિ. અત્યારે અહીં બધા ગમે તેમ બોલે પણ તેમની સામે પ્રત્યક્ષ બોલવાની કે વિરોધ કરવાની કોઈની હિંમત નથી.

ભાનુભાઈ આ લોકોના મનમાં ચાલી રહેલી ગડમથલ સમજી ગયા. તેમણે સૌને હિંમત આપી અને ખાતરી આપતાં કહ્યું કે, 'તમે ચિંતા ન કરો, આ કત્લ જરૂર અટકાવવામાં આવશે '

લોકોને તેમના બોલવા પર થોડો વિશ્વાસ પેદા થયો ત્યા તો ભાનુભાઈએ આ બાબતમાં બધાની સહીઓ લેવાની શરૂઆત કરી પરંતુ કોઈએ પણ તેમને સહી આપવા જેટલી હિંમત દાખવી નહિ.

તેમની નિર્બળતા જોઈને ભાનુભાઈને મનમા હસવું આવ્યું.તેમણે તો મન સાથે નક્કી કરી લીધું કે પોતે પોતાના શિરે લીધેલું કાર્ય પાર પાડવાનું જ

છે, તેમણે તે માટે ચક્રો ગતિમાન કર્યાં. તેમના દિલમાં વસેલી દયાએ તેમને વધુ પ્રેરણા આપી.

એ સમયના જમાનામાં ગામની કોઈ પણ આંટીઘૂંટી હોય તો તેનું નિરાકરણ લાવવા માટે મહાજન નીમવામાં આવતું. આ મહાજન અમુક મુદત સુધી ચાલુ રહેતું. બનતાં સુધી પોલીસ કે કોર્ટમાં જવાનું લોકોને પસંદ નહોતું.

ભાનુભાઈ મહાજનને મળ્યા મહાજનની સત્તા પ્રમાણે તે ગમે તેને ગમે તે કહી શકે તેમ હતું, પરંતુ આ સ્થળે તેથી અવળું બન્યું. મહાજન આ પ્રસંગે હિંમત દર્શાવી શક્યું નહિ શ્રી મુસાજી સામે તે પણ લાચાર બની ગયું. તેની નાહિંમત જોઈને આખરે ભાનુભાઈને પોલીસ પટેલનો આશરો લેવાનો વારો આવ્યો. તેમણે પોલીસ પટેલને આ બાબતમા વિગતવાર લખ્યું. પોલીસ પટેલ આ બાબતમાં શ્રી. મુસાજીને કંઈ પણ કહી શકશે નહિ એમ એમને તે સમયની હિલચાલ પરથી લાગ્યું છતાં, તે પોતાની જવાબદારીમાંથી છટકી શકે તેમ નહોતા. તેમણે મુસાજીને બોલાવ્યા અને બહુ જ સરળતાથી અને નમ્રતાપૂર્વક તેમને સમજાવ્યા. પણ આ તો મુસાજી! એમ પોલીસ પટેલના કહેવાથી માને ખરા!

—પરંતુ આ બધી વાતનુ મૂળ કોણ? આ બાબત મુસાજી સારી રીતે સમજી ગયા હતા. તેમણે ભાનુભાઈને બોલાવ્યા અને હસતા હસતા બોલ્યા:

"અરે, છોકરા! આ બધા કારસ્થાનો તો તારા જ ને? પણ ચાલ, જવા દે એ વાત બીજો કોઈ સરળ માર્ગ આ બાબતમાં શોધી કાઢ"

—અને ભાનુભાઈ કંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ઊઠીને પોતાને ત્યાં ચાલ્યા ગયા. મુસાજીને જોયા પછી એટલે કે એમની મુલાકાત પછી તેમને એક પ્રસંગ યાદ આવ્યો 'પોતાના પિતાજીને મુંબઈ લઈ જનાર કોણ? આજે

પિતાજી કોને ત્યાં છે?' અને આવા ઉપકાર કરનારની સામે ઊભાં રહેવાનો પ્રસગ આવ્યો!'

—પણ આ તા એક ખરી કસોટી હતી, ધર્મયુદ્ધ હતું એક બાજુ ઉપકાર કરનાર વ્યકિત અને બીજી બાજુએ કપરી ફરજ અનેક લોકોનાં મન દુભાય એ વાત કદાચ ગૌણ માની લેવામાં આવે તો પણ અનેક પશુઓની થનારી હિંસા તો મહત્ત્વની હતી ને! મુસાજી પ્રત્યે તેમને માન હતું તેમના સંબંધ ઘણા નજીકના બની ગયા હતા પર તુ એ માન અને સંબંધ કરતા તેમને પોતાની ફરજ વધુ વહાલી લાગી સિદ્ધાતને ખાતર તેઓ મુસાજીની વિરુદ્ધ પડી ગયા

રાત્રે તેમણે યુવકમડળને ભેગુ કર્યું પોતે જે કઈ કરવા ધારતા હતા તેનો આછો ખ્યાલ તેમણે તેને આપ્યો મંડળને તેમના પર સંપૂર્ણ વિશ્વાસ હતો તમની કાર્યદક્ષતા વિચારપૂર્વકની જ હોય છે, એવી એને ખાતરી હતી.

રાત્રે જ્યાર ગામમા બધા સૂઈ ગયા ત્યારે જ્યાં જ્યાં મહેમાનોને ઉતારા આપવામા આવ્યા હતા, ત્યા ત્યા જઈને ત્યાંના યુવાનોએ દરવાજાને બહારથી નાકળો લગાવી દીધી જે વાડામા ઘેટાંબકરાને પૂરવામાં આવ્યાં હતા, તે વાડાને પણ બહારથી સાકળ લગાડવાનું ભૂ્લ્યા નહિ એ કામ પતાવીને તે બધા ગામની બહાર સ્મશાનભૂમિ પાસે જઈને તાપણુ સળગાવીને આરામથી બેઠા જાણે આખા દિવસના સખ્ત પરિશ્રમ બાદ આરામ લેવા બેઠા ન હોય!

ત્યા ચારે બાજુએ સૂમસામ હતુ નીરવ શાંતિ હતી. વાતચીત પણ ચાલતી નહોતી થોડો સમય વીત્યો ન વીત્યો ને એક મહાજન ત્યાંથી પસાર થયા રાત્રે આવા સ્મશાનભૂમિ જેવા સ્થળે તાપણુ જોઈને પહેલાં તો તે વિચારમાં પડી ગયા અત્યારે રાતના સમયે અહીં આવા સ્થળે તાપણુ સળગાવીને કોણ બેઠ હશે? અને ધીમે ધીમે તે તાપણા પાસે જઈ પહોચ્યા તાપણાના અજવાળામાં

તેમણે ભાનુભાઈને અને તેમના સાથીદારોને જોયા અને આશ્ચર્યથી તેમનાથી બોલાઈ જવાયું :

' તમે લોકો અત્યારે અહીં ? '

પરન્તુ તરત તેમને જવાબ મળ્યો નહિ. શાંત અને ગંભીર વાતાવરણ જોઈને ફરીથી તેમણે પૂછ્યું: 'અત્યારે રાત્રે આવા નિર્જન સ્થાને બેસીને તમે લોકો શું કરી રહ્યા છો ? '

જવાબમાં ભાનુભાઈ તો કંઈ બોલ્યા નહિ, પરન્તુ તેમના કાકાના દીકરા જ્યંતીલાલ જરા તીખા સ્વભાવના હોઈ સહેજ ઉગ્રતાથી બોલી ઊઠયા :

'મહાજન મરી પરવાર્યું છે, તેની સાદડી માંડીને બેઠા છીએ ! '

મહાજન તો શું, પણ ભાનુભાઈ પણ આ જવાબ સાંભળીને ડઘાઈ ગયા. આ તે કેવો સણસણતો જવાબ ! મહાજને જ્યંતીલાલને શાંત પાડીને ભાનુભાઈ સાથે શ્રી મુસાજી વિષેની ચર્ચા કરી. મહાજને કહ્યું :

' આપણું મહાજન નાનું છે. તેનાથી મુસાજી સામે ઊભા રહેવું મુશ્કેલ છે. જો એક વખત મુસાજી મહાજન આડું આવવા છતાં પણ પોતાનુંધાર્યું કરશે, તો મહાજનનું નાક કપાઈ જશે ભવિષ્યમા કોઈ પણ મહાજનનું કહેવું સાભળશે નહિ. માટે આપણે લીલીયાના મહાજનને મળીને તેમની મદદથી આગળ પગલું ભરીએ. લીલીયાનું મહાજન મોટું છે, એ વાત તો તમે બધા જાણો છો.'

ભાનુભાઈને તેમની વાત વાજબી લાગી. તેઓ તેમની સાથે અત્યારે જ લીલીયા જવા તૈયાર થયા. લીલીયા જતાં પહેલાં તેમણે યુવાનોને મોકલીને ગામમાં અને વાડાને લગાવેલી બધી સાંકળો ઊઘડાવી નંખાવી.

રાતોરાત જ તેઓ ત્યાંથી સીધા જ લીલીયા પહોંચી ગયા. ત્યાં જઈને ત્યાંના મહાજનને મળ્યા. તેને બધી હકીકત સમજાવી પણ ત્યાંનું મહાજને ડરપોક નીકળ્યું.

મુસાજીનું નામ ત્યાં પણ ગાજતું હતું. તેમની સામે ઊભા રહેવા આસ-પાસનાં ગામોમાનું કોઈ પણ મહાજન તૈયાર થાય તેમ નહોતું, ત્યાં લીલીયાના મહાજનનો પણ શો દોષ !

તે સમયે અમૃતલાલ શેઠ તાજેતરમા જ જેલમાંથી છૂટીને ત્યા આવેલા હતા. ભાનુભાઈને લાગ્યુ કે આવા તાજેતરમાં જ જેલમાંથી છૂટીને આવેલા હિંમતબાજ અને મુંબઈના રહેવાની માણસ તો જરૂર મદદ કરશે મુંબઈનું પાણી પીને ઘડાયેલા આ પુરુષ શ્રી મુસાજીને કઈ જ વિસાતમા નહિ ગણે. તરત જ તેઓ અમૃતલાલ શેઠને મળવા ગયા.

અમૃતલાલ શેઠ ભાનુભાઈને સારી રીતે ઓળખતા હતા તેમનો નીડર સ્વભાવ અને ખંતીલું કાર્ય તેમનાથી અજાણ નહોતા ભાનુભાઈએ જ્યારે તેમની પાસે બકરાઘેટાંની થનારી કત્લ અટકાવવાનો પ્રસ્તાવ રજૂ કર્યો, ત્યારે અમૃતલાલ શેઠ જાણે સ્વાભાવિક બોલતા હોય એમ સહજભાવે હસીને બોલ્યા :

'ભાનુભાઈ, તમે તો મુબઈના રહેવાસી છો અને આવો સકુચિત સ્વભાવ કેમ ? અરે, મુંબઈ શહેરમા તો આવા ને કઇ ઘેટાંબકરાંની કત્લ થતી હોય છે, જ્યાં સે કડોની કત્લ થતી હોય છે ત્યા તમે આટલાથી કપી ગયા ? ભાઈ, આ તો વિશાળ જગત છે દરેક બાબતમા લાગણીપ્રધાન બની જઈએ તો આપણાથી જીવી પણ ન શકાય તમે હજુ નાના છો એટલે તમારુ મન કુમળું અને લાગણી પ્રધાન હોય એ સ્વાભાવિક છે હવે આવી નાની નાની બાબતોમા પડવાની ટેવછા છોડી દો અને એવા સેંકડોમા આટલાનો વધારો ગણી લો'

ભાનુભાઈ તો આશ્ચર્યમુગ્ધ બની ગયા. અમૃતલાલ શેઠ જેવા અહિંસાની લડતમા જોડાયેલા દેશભક્ત આવા વિચારો ધરાવી શકે ? તેમને મન આટલા જીવોની કઈ જ કિંમત નહિ ?

અને તેમણે અમૃતલાલ શેઠ પાસેથી મદદની આશા છોડી દઈને પોતે જ આગળ વધવાનું વિચાર્યું.

તે સમયે સલડી ટપ્પો ગણાતો અને લીલીયા તાલુકાનું ગામ ગણાતું. સલડી જવા માટે લીલીયા સ્ટેશને ઊતરવું પડતું. ફોજદાર, ન્યાયાધીશ, વહીવટદાર વગેરેનો મુકામ લીલીયામાં જ રહેતો.

તેમણે હવે અહીંયાં કોઈને પણ ન મળતાં પહેલાં લીલીયા સ્ટેશનેથી ભાવનગરના દિવાન, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ અને ન્યાયાધીશને તાર કરીને જણાવ્યું :

'સલડી મુકામે બિનકાયદે કત્લ થનાર છે. લોકલાગણી દુભાઈ રહી છે. જો વખતસર પગલાં ભરવામાં નહિ આવે અને થનારી કત્લ અટકાવવામાં નહિ આવે તો લોકલાગણી ઉશ્કેરાઈ જશે અને પરિણામ ખરાબ આવશે.'

પછી તેઓ લીલીયાના સત્તાધીશોને મળ્યા. તેમની બધી વિગત શાંતિપૂર્વક સાંભળી લઈને ત્યાંના સત્તાધીશોએ તેમને સારી મદદ કરી. ખાસ કરીને ફોજદાર મિ. ધનજીશા અને વહીવટદાર મિ. માર્કંડરાય તેમના મહત્ત્વના મદદગાર બન્યા.

ભાનુભાઈને મદદ કરવા માટે ફોજદાર જાતે થઈને તેમની સાથે સલડી ગયા. આ સમય લગભગ સવારના પાંચ-છ વાગ્યાનો હતો. આ આખી ઘટના એક જ રાતમાં બની જવા પામી હતી.

ફોજદારે સલડી આવીને મુસાજીને બોલાવ્યા. મિ. મુસાજી તરત જ આવી પહોંચ્યા. મનમાં ડર નહિ અને ગુસ્સો પણ નહિ, એવા નિર્વિકારભાવે આવેલા મુસાજીને ફોજદારે સરળતાથી પૂછ્યું :

'આ શી હકીકત છે ?'

'કઈ સાહેબ ?' મુસાજીએ પણ એટલી જ સરળતાથી પોતે જાણે કંઈ જાણતા જ ન હોય એમ સામો પ્રશ્ન કર્યો.

'સાંભળ્યું છે કે તમે વગર પરવાનગીએ કત્લખાનું ચલાવવા માગો છો.' ફોજદારે હકીકત જણાવતાં કહ્યું

'ના રે, સાહેબ! એવું તે બને ખરું?' મુસાજી હસીને બોલ્યા, 'તમને કોઈએ ભરમાવ્યા લાગે છે આવા હિંદુઓથી ભરચક એવા ગામમાં હું કત્લખાનું કાયદેસર કે બિનકાયદેસર ચલાવું એમ આપ માની શકો છો ખરા?'

'તો પછી આ બધા ઘેટાબકરા શા માટે લાવ્યા છો?'

'સાહેબ, આ બાબતમાં લોકોની ગેરસમજ થઈ હોય એમ લાગે છે' હસતા હસતા મુસાજી બોલ્યા, 'ખરી રીતે તો આ પશુઓ અમરેલી જઈ રહ્યાં હતા. આ તો રસ્તામાં મોડું થવાથી અહીં રાતવાસો કરાવ્યો છે બાકી આજે તો બધાં જતા રહેવાના છે'

'તમારે ખોટું બોલવાની જરૂર નથી, મુસાજી' ફોજદાર બોલ્યા, 'વિના કારણ ખોટું બોલવાથી કઈં અર્થ સર તેમ નથી. મને મળેલી બાતમી ખોટી પણ હોય નહિ માટે મારી તમને સલાહ છે કે તમે તે પશુઓ આ યુવક મંડળને સોંપી દો'

'ભલે, એમને જોઈએ તો એ લઈ જાય મને એમાં શો વાંધો હોય! આ તો એક ભાર ઓછો થયો' જાણે પોતાને આ પશુઓ સાથે કઈં જ લાગતું વળગતું ન હોય, એવા ભાવે મુસાજી બોલ્યા

અને તે પશુઓ તે જ વખતે યુવકમંડળને સોંપી દેવામાં આવ્યાં યુવકમંડળે એ પશુઓ પટાવાળા સાથે કુંડલાની પાંજરાપોળમાં મોકલાવી દીધાં

આ આખાયે પ્રસંગમાં ભાનુભાઈ અને ગી. મુસાજી સામસામા પક્ષે હોવા છતાં મુસાજીને ભાનુભાઈ પ્રત્યે ગુસ્સો પેદા થયો નહોતો તેઓ જાણતા હતા કે આ સમગ્ર પ્રસંગનું મૂળ ભાનુભાઈ જ છે અને આખરે એમની જીત થઈ છે

મુસાજી સમજદાર હતા તે સમજી શક્યા હતા કે આ કાર્ય ભાનુભાઈએ કોઈ પણ પ્રકારની દ્વેષબુદ્ધિથી કે કોઈ પણ પ્રકારના વેરઝેરથી કર્યું નથી. તેમણે પોતાના સિદ્ધાંતને ખાતર અને પોતે અહિંસક હોવાથી હિંસાના કારણે તેમની દુભાનારી લાગણીને કારણે આ કાર્ય કર્યું છે.

ખરી રીતે આમાં ભાનુભાઈની જીત થવાનું એક જ મહત્ત્વનું કારણ હતું અને તે એટલે મુસાજી બિનકાયદે હતા પરવાનગી વગર ભરબજારમાં કત્લખાનું ચલાવી શકાય નહિ જો તેમ થાય તો શાંતિસુલેહનો ભંગ થાય અને કાયદાના ગુનેગાર ગણાય. એ કારણે સત્તાવાળાઓએ કાયદાની મદદથી ભાનુભાઈને સહાનુભૂતિભરી મદદ કરી હતી

તે ગમે તે હોય છતાં, આખરે આ કાર્યમા ભાનુભાઈની જીત થઈ હતી.



## [ ૪ ] —દેરડીમાં હડતાળ, સરઘસ અને સભા

એ સમયે દરેક જ્ઞાતિમાં કુરિવાજો ઘર કરી બેઠા હતા. ભાનુભાઈની જ્ઞાતિ પણ તેમાંથી વંચિત નહોતી. કુરિવાજોની વિરુદ્ધના રિવાજો માટેના નિયમો ભાનુભાઈ સને ૧૯૩૦થી પાળવા લાગ્યા હતા. લગ્નમાં થતા ખોટા ખરચા અયોગ્ય લાગવાથી તેઓ તેવા ખર્ચાળ લગ્નસમારંભોમાં જમવા જતા નહિ. મરણ પાછળના જ્ઞાતિવરામાં ભાગ લેતા નહિ, તેમ જ તેમાં જમતા પણ નહિ. વૃદ્ધ લગ્નના વિરોધી હોવાથી તેવાં લગ્નોમાં ભાગ લેતા નહિ, એટલું જ નહિ પરંતુ તેની સામે આંદોલનો જગાવીને તેવાં વૃદ્ધલગ્નો અટકાવતાં. ચા પણ પીવાની છોડી દીધી હતી.

સને ૧૯૩૧માં તેમણે મુંબઈમાં 'ઔદિચ્ય જ્ઞાતિ યુવકમંડળ'ની સ્થાપના કરી. તે મંડળ દ્વારા તેમણે કુરિવાજો સામે મોટું આંદોલન જગાવ્યું. આ સંબંધમાં તેમણે આશરે દસેક પત્રિકાઓ પણ કાઢીને આંદોલનનો પ્રચાર શરૂ કર્યો.

સને ૧૯૩૩માં તેમને તેમના સાસરે દેરડીમાં જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. જ્યારે તેઓ ત્યાં ગયા ત્યારે ત્યાંના કેટલાક લોકોએ પ્રભાશંકર શુક્લ પાસે તેમની વિરુદ્ધમાં ફરિયાદ કરી તેમણે કહ્યું કે 'તમારા જમાઈ તો તદ્દન

ધર્મભ્રષ્ટ થયા છે. તેઓ બિલકુલ આભડછેટ પાળતા નથી. ધર્મકાર્યમાં પ્રવૃત્ત રહેતા નથી. સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદને ગણકારતા નથી '

'ભાઈઓ, મેં તો એમનો પગનો અંગૂઠો ધોઈને પીધો છે એટલે મારે મન તો એ પવિત્ર જ છે. પછી તેઓ ગમે તેવા હોય અને ગમે તેમ વર્તતા હોય. તેમણે દેશભક્તિની દીક્ષા સ્વીકારી હોય તો તેમના માર્ગની આડે મારાથી આવી શકાય નહિ. એ તો એમનો અંગત પ્રશ્ન છે. આજના સુધરતા જતા જમાનાના રંગે જો કોઈ રંગાતું હોય, તો તેને રોકવાનો આપણને અધિકાર ન હોય.' પ્રભાશંકર સહજ ભાવે બોલ્યા

તેમનો આ જવાબ સાભળીને ફરિયાદ કરનારાઓ આશ્ચર્ય પામ્યા. પ્રભાશંકર એટલે એક નંબરના ધર્મચુસ્ત અને પ્રતિષ્ઠિત બ્રાહ્મણ ગણાતા સારા સારા લોકો તેમની પાસે ધર્મની બાબતમાં સલાહ લેવા આવતા ઉપરાંત, જ્યોતિષવિદ્યાના પણ પ્રખર જાણકાર હતા. આવા ધર્મિષ્ટ અને વિદ્વાન માનવી જ્યારે પોતાના જમાઈના ધર્મ અને આચારવિચાર અંગેના વિચારો જુદા હોવા છતાં, એ સમાચાર જાણીને દુખી પણ ન થાય અગર તો એમની બાબતમાં ટીકાનો એક શબ્દ પણ ન ઉચ્ચારે, ત્યારે લોકોને આશ્ચર્ય થાય તેમાં નવાઈ પણ શી?

ભાનુભાઈએ ચા પીવાની છોડી દીધી હોવાની જાણ થતાં જ પ્રભાશંકરના આખા કુટુંબે ચાનો ત્યાગ કર્યો અને કોફી પીવાની શરૂ કરી

એક વખતે મહાત્મા ગાંધીજી ગોળમેજીમાં બોલેલા કે 'જો હરિજનોને હિંદુઓથી જુદા ગણવામાં આવશે તો હુ પ્રાણત્યાગ કરીશ '

સને ૧૯૩૨મા જ્યારે ગાંધીજી યરોડા જેલમાં હતા ત્યારે ઓગસ્ટની સત્તરમી તારીખે કમ્યુનલ એવોર્ડ જાહેર થતા, તેમણે બ્રિટિશ સરકાર સાથે પત્રવ્યવહાર ચાલુ કર્યો 'પત્રવ્યવહારનું કંઈ સારું પરિણામ આવ્યું નહિ.

મેકડોનલ્ડ ચુકાદામાં હરિજનોને હિંદુઓથી જુદા ગણવામાં આવતાં ગાંધીજીએ સપ્ટેમ્બર અઢાર, ૧૯૩૨ના રોજ આમરણાંત ઉપવાસ આદર્યા.

એ સમયે અવારનવાર હડતાળો તો પડયા જ કરતી હતી. મેકડોનલ્ડ ચુકાદાથી અને ગાંધીજીએ આમરણાંત ઉપવાસ આદર્યાથી ચળવળે ઉગ્ર સ્વરૂપ પકડયું. ચારે બાજુએ હડતાળો પડવા લાગી.

આ સમયે ભાનુભાઈ દેરડી હતા. તેમનાં પત્નીની તબિયત વધુ બીમાર હતી. ક્ષય જેવી ગંભીર બીમારીએ તેમના દેહને ગાળી નાખ્યો હતો. દવાદારૂ અને સારવારમાં ક્યાશ રાખવામાં આવી નહોતી. પરંતુ તે સમયે આજના જેટલાં સાધનો કે આજનાં જેવી દવાઓ હતી નહિ.

બીમારીનો છેવટ સુધી સામનો કરીને વૃજકુંવર દેવલોક પામ્યાં. ભાનુભાઈને આ ઘા, વજ્ર સમો લાગ્યો. ઉમર નાની હોવા છતાં તેમની સહનશીલતા અજબ હતી. આવો વજ્ર સમો ઘા પણ તેઓ હિંમત રાખીને પચાવી ગયા.

દેરડી ગોંડલ રાજ્યમાં આવેલું હોઈ હજી સુધી ત્યાં હડતાળ કે સરઘસનો પવન વાયો નહોતો ત્યાંના પ્રજાજનો સર્વ રીતે સુખી હોવાના કારણે તેમના મનમાં આવા વિચારો આવ્યા પણ નહોતા. પરંતુ ગાંધીજીના ઉપવાસે ત્યાંના લોકોમાં ચેતન આવ્યું આખા દેશમાં જ્યારે આઝાદીની લડત ચારેબાજુએ ચાલી રહી હોય ત્યારે દેરડી કે ગોંડલને તેની અસર પહોંચે નહિ, એમ બને ખરું?

ત્યાંના આગેવાન વેપારીઓ મળ્યા. તે સમયે ત્યાં હડતાળ અગર તો એને લગતું કંઈ પણ કરવા માટે ભાનુભાઈ સિવાય કોઈ હતું જ નહિ. આવા કાર્યની હિંમત કરવી, એ પણ જોખમકારક હતું. આગેવાનો ભાનુભાઈને મળ્યા અને બોલ્યા:

'આ વખતે આપણે પણ અહીં કંઈક કરવું જોઈએ.'

'બીજું કંઈ પણ કરતાં પહેલાં આપણે પ્રથમ ગાંધીના ઉપવાસની સહાનુભૂતિમાં હડતાળ પાડીને પ્રાર્થના યોજવી જરૂરી છે.' ભાનુભાઈએ તેઓની સામે સૂચન મૂક્યુ.

લોકોએ તેમના તે સૂચનને સ્વીકારી લીધુ. બધાની સંમતિ મળતાં ભાનુભાઈએ એક મુત્સદ્દો (ડ્રાફ્ટ) તૈયાર કર્યો. તે મુત્સદ્દો બધાને સ્વીકાર્ય લાગ્યો એટલે સૌએ તેમાં સહીઓ કરી કેટલીક વાતચીત કર્યા બાદ સૌ સાંજના છના સુમારે વીખરાયા

લગભગ બે કલાક પછી તે વેપારીઓ પાછા આવ્યા. તેમના ચહેરા પર કંઈક ચિંતાની છાયા દેખાતી હતી તેમણે પાછા આવીને ભાનુભાઈને કહ્યું:

કેટલાક મેમણ વેપારીઓ આ બાબતમા સમત થતા નથી. સહીઓ કરવાની પણ તેઓ ના કહે છે. તે લોકો કહે છે કે, અહીં તો રાજાની કોઈ મોટી વ્યકિત મરી જાય તો જ હડતાળ પાડવામાં આવે છે તે સિવાય આ રાજ્યમાં હડતાળ પાડી શકાતી નથી એટલે તેઓ સંમત ન હોવાના કારણે અમારો વિચાર પણ મોળો છે. માટે અમે સહીઓ કરી આપી છે, તે કાગળ અમને પાછો આપો.'

ભાનુભાઈ આવા ચચળ મનવાળાઓની વાત સાંભળીને થોડો સમય તો વિચારમા જ પડી ગયા આખા દેશના લોકો જ્યારે ભીરુતા ત્યાગીને મહાન બ્રિટિશ સલ્તનત સામે માથું ઊંચકી રહ્યા છે, દેશના ખૂણેખૂણે આઝાદીની લડત લડાઈ રહી છે ત્યારે અહીંના વેપારીઓ હજી આવા ભીરુ જ રહ્યા? કાઠિયાવાડનો એક મુઠ્ઠી હાડકાનો માનવી આખી બ્રિટિશ સલ્તનતને ડોલાવવા તૈયાર થયો છે ત્યારે અહીં ગોંડલને કંઈ જ અસર નહિ?

અને અહીંના વેપારીઓનો મોટો ભાગ તો મેમણ હતો. તેમણે ના પાડવાની જરૂર શી?

થોડા વિચાર બાદ આવેલા વેપારીઓને સમજાવતાં તે બોલ્યા

'ભાઇઓ, તમે થોડા વહેલા આવ્યા હોત તો હું તમને કાગળ જરૂર પાછો આપત. હવે તેમ બનવું અશક્ય છે. ઉલટાના જ મેં કાગળ છાપવા માટે મુંબઇ મોકલી આપ્યા. હવે તો સમાચાર છપાઇને આવી જશે. પછી તમે હડતાળ પાડો કે ન પાડો, એ બધું જ સરખું છે.'

વપારીઓ વિમાસણમાં પડી ગયા. હવે શું કરવું? ભાનુભાઇ આટલું ઝડપી કાર્ય કરશે, એવી તો તમને કલ્પના જ નહોતી. હવે જો કાગળ છપાઇ જ ગયો હોય અને સમાચાર પ્રકટ થાય તો પછી હડતાળ પાડે કે ન પાડે, એ બધું સરખું જ છે, એમ તેમને લાગ્યું.

ખરી રીતે ભાનુભાઇએ એ કાગળ મુંબઇ મોકલ્યો જ નહોતો. તે તેમના પાસે જ હતો. ફક્ત તેઓ જુઠ્ઠું જ બોલ્યા હતા. તેમ કર્યા સિવાય વેપારીઓ માને તેમ નહોતા.

વેપારીઓ શાંત અને ગંભીરપણે બેસી રહ્યા હતા. તેમની તે મૂંઝવણ જોઇને ભાનુભાઇએ 'દરજી યુવકમંડળ' સ્થાપવાની જાહેરાત કરી. તે મંડળના પ્રમુખ તરીકે પોતે રહ્યા. મંડળની જાહેરાત કરીને તમણે વેપારીઓને આશ્વાસન આપતાં કહ્યું:

'હવે તમારે બિલકુલ ગભરાવાની જરૂર નથી. આ આખુંયે કાર્ય દરજી યુવકમંડળ ઉપાડી લેશે. તેમાં તમારામાંના કોઇનું નામ આવશે નહિ. ઉપરાંત, જે લોકો હડતાળમાં જોડાશે નહિ તે લોકોને ન્યાત બહિષ્કૃત કરવામાં આવશે.'

વપારીઓને ભાનુભાઇના શબ્દોથી સંતોષ થયો. તેમના માથેથી ચિંતાનો બોજો ઓછો થયો.

બીજે દિવસે સવારે હડતાળ પાડવામાં આવી. કેટલાક મેમણ વપારીઓએ તેમાં સાથ ન આપ્યો. તેમણે પોતાની દુકાનો ઉઘાડી રાખી. તેમને સમજાવવા

છતાં જ્યારે તેમણે માન્યું નહિ ત્યારે તેમની દુકાને યુવકમંડળે પીકેટિંગ શરૂ કર્યું. પીકેટિંગ થતાં દુકાનો બંધ કરવાની તેમને ફરજ પડી.

આ પ્રકારની હડતાળ આ ગામમાં અને આ રાજ્યમાં પહેલવહેલી હતી. ત્યાંના લોકોએ હડતાળ અને પેકેટિંગ જેવા શબ્દો સાંભળ્યા હતા પરન્તુ નજરે નિહાળવાનો અને અનુભવવાનો પ્રસંગ તો તેમને આ વખતે જ આવ્યો.

સાંજે સરઘસ કાઢવામાં આવ્યું. તેમાં ગામના લગભગ બધા જ લોકો જોડાયા. સૌને માટે આ એક કુતૂહલભર્યો પ્રસંગ હતો. આવા પ્રકારનું આ સરઘસ ગોંડલ રાજ્યમાં પહેલવહેલું જ હતું. સરઘસમાં પોલીસ પટેલ પણ બંદૂક સાથે જોડાયા હતા એટલે કે તે પણ સાથે હતા.

પોલીસ પટેલનું નામ હતું ગોબર પટેલ. ગોબર પટેલ બહુ જ ભલા અને ભોળા સ્વભાવના હતા: આંટીઘૂંટીને તેઓ સમજી શકતા નહોતા. આ સરઘસ એટલે એક રમૂજ છે, આનંદ છે એમ તેમને લાગતું હતું. હડતાળ, સરઘસ, કે પ્રાર્થનાની ગંભીરતાનો ખ્યાલ તેમને આવ્યો નહોતો. સરઘસની આગળ ઢોલ-ત્રાંસા વગેરે વાજિંત્રો હતા સરઘસ વાજતેગાજતે આગળ વધી રહ્યું હતું.

સરઘસ થોડેક આગળ ગયુ હશે ત્યા તો પોલીસ પટેલને સમાચાર મળ્યા કે ગોંડલથી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટનો ટેલિફોન છે.'

પોલીસ પટેલ તરત જ ટેલિફોન પર ગયા તે સમયે ગોંડલ રાજ્યમાં દરેક જગાએ ગામડે ગામડે ટેલિફોન હતા

ટેલિફોન પર વાતચીત કરીને પાછા ફરેલા પોલીસ પટેલના ચહેરા પર ક્રોધની રેખાઓ ઊપસી આવી હતી. ક્રોધથી તેમનો ચહેરો એકદમ લાલચોળ થઈ ગયો હતો. સરઘસની પાસે આવતા જ તે એકદમ તાડુકી ઊઠ્યા:

'ત્યાં જ થોભી જાવ કોઈને પણ આગળ વધવા દેવામાં નહિ આવે. આ બાબત રાજદ્વારી છે '

પોલીસ પટેલના મુખેથી આ શબ્દો સાંભળીને સૌ સ્તબ્ધ બની ગયા અત્યાર સુધી નરઘસની સાથે આનંદથી ચાલતા આ પોલીસ પટેલમાં આટલો બધો ફરક ક્યાંથી થઈ ગયો ! પરંતુ તરત જ બધાને ખ્યાલ આવી ગયો કે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ તરફથી આવેલા ટેલિફોનથી જ આ ભાજગડ ઊભી થઈ હોવી જોઈએ

'અમારે આગળ જવું છે અને જઈશું ' અત્યાર સુધી શાંત ઊભેલા ભાનુભાઈ બોલી ઊઠયા તેમણે જોયું કે જો પોતે કંઈ પણ બોલશે નહિ તો સૌ ડરી જશે 'અહીં અધવચ્ચે જ અટકી જવા માટે આ સરઘસ કાઢવામાં આવ્યું નથી '

'પણ આ હુકમ પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનો છે ' પોલીસ પટેલે પોતાના અધિકારીનું નામ આગળ ધરતાં કહ્યું તે નામ આગળ ધર્યા સિવાય તેમનાથી ભાનુભાઈ સામે બોલવાની હિંમત થઈ શકે તેમ નહોતી

'તમારા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને કહો કે મુંબઈથી આવેલા ભાનુભાઈએ આ સરઘસ કઢાવ્યું છે સરઘસ અટકી શકે તેમ નથી ' ભાનુભાઈ મક્કમતાથી બોલ્યા, 'જો તમારે આમાં કોઈને પણ જવાબદાર ગણવા હોય તો તે મને ગણજો પરંતુ આ સરઘસ તો આગળ વધશે અને નક્કી કરેલા સ્થળે જશે '

પોલીસ પટેલ પાછા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાથે વાતચીત કરવા માટે ટેલિફોન પર ગયા. જ્યારે તે વાતચીત કરીને પાછા ફર્યા ત્યારે સરઘસ નદી કિનારે નક્કી કરેલા સ્થળે પહોંચી ગયું હતું

ત્યાં સભા ભરાઈ. ભાનુભાઈની નીડરતા માટે સૌને માન ઊપજ્યું. ત્યાં તેમણે પ્રેરણા આપે તેવું જુસ્સાભર્યું ભાષણ કર્યું. આ લડત કોઈની વ્યકિતગત કે કોઈની સ્વાર્થની નથી, એ તેમણે સૌને સમજાવ્યું. વર્ષોથી ગુલામીમાં સબડતા આપણે કેવા નાહિંમત અને પરાવલંબી બની ગયા છીએ, તે વિષે સમજણ આપી આઝાદીની આ લડત હિંસાત્મક નથી અને છતાં માથું હાથમાં લઈને સંગ્રામમાં જોડાવાનું છે એ હકીકત પણ તેમણે સમજાવી.

સભા કોઈ પણ દખલ વિના પાર પડી. સૌ ભાનુભાઈની હિંમતની, બુદ્ધિની અને ત્યાગની પ્રશંસા કરતા વિખરાયા.



## [૫] દુષ્કાળ અને રાહત

હવે ભાનુભાઈ મુંબઈ આવી પહોંચ્યા હતા તે સમયે પણ કોંગ્રેસ કાયદેસર ગણાતી નહોતી તેમનું પ્રવૃત્તિમય જીવન તેમને આરામ લેવા દેતું નહોતું. મુંબઈ આવ્યા પછી તેઓ 'અખિલ ભારતીય ઔદિચ્ય યુવક સંઘ'ના સેક્રેટરી બન્યા સેક્રેટરી બન્યા બરોબર જ તેમના તરફથી તે સંઘની પહેલી પરિષદ સને ૧૯૩૩માં માધવબાગમાં બોલાવવામાં આવી તે પરિષદના જનરલ સેક્રેટરી તરીકે પણ તેમને જ નીમવામાં આવ્યા

અમદાવાદના શારદા મંદિરના પ્રમુખ આચાર્ય ચંદુલાલ કાશીરામ દવે આ પરિષદના પ્રમુખ હતા ગુજરાતના પંચમહાલ વિભાગના કોંગ્રેસના સુધારક આગેવાન ઈશ્વરલાલ કાળિદાસ વ્યાસ તે પરિષદના સ્વાગત પ્રમુખ હતા

આ પરિષદે ક્રાંતિકારી ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા. તેમાં ખાસ કરીને અસ્પૃશ્યતા નિવારણ, જવાબદાર રાજતંત્ર, (Responsible Government) બાળલગ્ન અટકાયત, વૃદ્ધલગ્ન અટકાયત, વિધવા પુનર્લગ્ન વગેરે જીવનવાણી પ્રશ્નોને વધુ મહત્ત્વ આપવામાં આવ્યું હતું જૂના ઘર કરી બેઠેલા કુરિવાજોનાં બંધનોનો નાશ કરવાનો આ પરિષદનો મુખ્ય હેતુ હતો આ કુરિવાજોનો

સામનો કરવો કે તેની વિરુદ્ધના કાર્યને અમલમાં મૂકવું, એ વાત તે સમયે સામાન્ય નહોતી.

સને ૧૯૩૪માં ભાનુભાઈએ 'ઔદિચ્ય ઉદય' નામનું માસિક પોતે અંગત રીતે શરૂ કર્યું. તે માસિકનો ઉદ્દેશ પરિષદે પસાર કરેલા ઠરાવોનો ફેલાવો કરવાનો અને તેને જનતા પાસે અમલમાં મુકાવવાનો હતો. પોતે અંગત રીતે આ માસિક ચાલુ કરીને પોતાના શિરે એક વધુ જવાબદારી વહોરી લીધી હતી.

આ સમય દરમિયાન એટલે કે સને ૧૯૩૨માં તેમણે કુંભારવાડાવાળું પોતાનું મકાન છોડી દીધું હતું અને ગુલાલવાડીમાં આવેલા લિંગળાજ ભુવનમાં તેઓ રહેવા આવી ગયા હતા. ગુલાલવાડીમાં તે વખતે 'ગુલાલવાડી યુવકમંડળ' નામની સંસ્થા ચાલતી હતી. બચુભાઈ પારેખ તે સંસ્થાના મંત્રી હતા. ગુલાલવાડીમાં આવ્યા પછી ભાનુભાઈ બચુભાઈની સાથે કામ કરવા લાગ્યા. કેટલાક સમય બાદ બચુભાઈ ગૂજરી જવાથી ભાનુભાઈ તે મંડળના મંત્રી બન્યા.

'ગુલાલવાડી યુવકમંડળ વૉલેન્ટીઅર કોર' નામની સંસ્થા પણ તે સમયે ચાલતી હતી. કરુણાશંકર ભટ્ટ દૂધવાળા તે સંસ્થાના કેપ્ટન હતા. તેમના સહાયકો તરીકે ચંદુલાલ દૂધવાળા, ચુનીલાલ હેમચંદ શેઠ વગેરે હતા.

ભાનુભાઈ રાષ્ટ્રીય કાર્યમાં તેમજ બીજી અનેક પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા હોવાથી સરકારની નજરે ચઢી ગયા હતા. તેમને ગમે ત્યારે ગમે ત્યાંથી પકડી લેવામાં આવશે, એમ લોકો માનતા હતા. સરકારની નજરે ચઢી ગયા હોવાથી તેમની પ્રત્યેક પ્રવૃત્તિઓ પર ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. જે જે સંસ્થા સાથે તે જોડાતા તે તે સંસ્થા પર પણ જોખમ મનાતું. જેવા તે 'ગુલાલવાડી યુવકમંડળ'ના મંત્રી થયા કે તરત જ સરકારે તે મંડળને ગેરકાયદેસર ઠરાવ્યું.

તે મંડળને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું કે તરત જ નામ બદલીને 'કીકા સ્ટ્રીટ વોલેન્ટીઅર કોર' જાહેર કરવામાં આવ્યું.

તે સમયે સરકાર રાજકીય સંસ્થાઓ પર કડક રીતે નજર રાખતી હતી. જરીક પણ સરકાર વિરુદ્ધની કે રાજકીય ચળવળની ગંધ આવતાં જ તે સંસ્થાને ગેરકાયદેસર ઠરાવવામાં આવતી.

લગભગ સને ૧૯૩૩ની સાલમા સરકારે 'કીકા સ્ટ્રીટ વોલેન્ટીઅર કોર'ને પણ ગેરકાયદેસર જાહેર કરતાં તે સંસ્થાનું નામ બદલીને 'ભારત મિત્ર મંડળ' રાખવામાં આવ્યુ. તે મંડળના પ્રમુખ તરીકે ભાનુભાઈ નિમાયા. સરકારની કડક નીતિને કારણે સંસ્થાઓના નામો વારંવાર બદલાયાં કરતાં હતાં.

ઉપરોક્ત સંસ્થાનું ધ્યેય બની ગયું રાજકારણમાં ભાગ લેવાનું, કોમી રમખાણો થતા હતાં તેને અટકાવીને શાંતિ જાળવવાનું અને તે રમખાણોમાં ફસાયેલાઓને મદદ કરવાનું

તે સમયે કોમી રમખાણો ખૂબ જ થતાં હતાં. રમખાણ થવાનાં કારણો અનેક ગણાતાં હતાં. ક્યારે અને ક્યાં શરૂઆત થશે, એ પણ કોઈ કલ્પી શકતું નહોતું. રમખાણોના મુખ્ય લત્તાઓ એટલે નળબજાર, પાયધુની, જામલી મહોલ્લો, ભીંડીબજાર, મહમદઅલી રોડ, લાલબાગ, પરેલ વિસ્તાર, કાફર્ડ માર્કેટ વગેરે મહત્ત્વના ગણાતાં

'ભારત મિત્રમંડળ' તરફથી 'હિન્દુ રિલીફ કમિટી' નામની સંસ્થા સ્થાપવામાં આવી. તે કમિટીમાં ઠાકોરદાસ મરચન્ટ સોલિસિટર, માનસેન ગોસાગંધી, કરુણાશંકર ભટ્ટ, ચંદુલાલ દૂધવાળા, છગનલાલ પારસીભાઈ બાવડીવાળા, ગીરજાશંકર યાજ્ઞિક, ગીરધરભાઈ શાહ ઘાટની ચાલવાળા, બાબુભાઈ મિસ્ત્રી, મણીલાલ જરીવાળા, રમણીકલાલ દાણી, ચુનીલાલ શેઠ, સોમચંદ શાહ અને

છોટુભાઈ એન. શાહ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો હતો. તેઓ બધા જ-સાચા સેવાભાવી અને તનમનધનનો ભોગ આપનારા હતા.

સમય ક્રાંતિકારી હતો. ચારે બાજુએ દેશના ખૂણેખૂણે ચળવળ ચાલી રહી હતી. મુંબઈમાં ખાનગી રીતે બુલેટીનો તૈયાર કરીને વહેંચવામાં આવતાં હતાં. તે બુલેટીનોમાં કૉંગ્રેસના કાર્યક્રમો પ્રકટ કરવામાં આવતા હતા. લોકોને કાર્યક્રમોની માહિતી પ્રાપ્ત કરવા માટેનું એ એક મહત્ત્વનું સાધન હતું. વર્તમાનપત્રોમાં તો તે છપાઈ શકે તેવી સ્થિતિ હતી જ નહિ.

કમિટીનું બીજું પણ મહત્ત્વનું કાર્ય હતું અને તે એટલે, સત્યાગ્રહને વેગ આપવો અને સત્યાગ્રહીઓને આશ્રય આપવો.

સત્યાગ્રહને વેગ આપવાના અને તેમને આશ્રય આપવાના જવાબદારીભર્યા કાર્યનો મહત્ત્વનો ભાગ ભજવનાર સી. પી. ટૅન્ક પરના નારણદાસ જુઠાભાઈ મસાલાવાળા હતા.

તે સમયે કૉંગ્રેસ ગેરકાયદેસર હતી, એ વાત ભૂલવા જેવી નથી.

તે અરસામાં શ્રી. નરીમાન અને શ્રી. મેહેરઅલીએ સ્થાપેલી 'મુંબઈ યુથ-લીગ' (Bombay Youth League)ના ભાનુભાઈ સભાસદ હતા. આ સંસ્થા ૪૨, કેનેડી બ્રીજ પર આવેલી હતી. તે મકાનનું નામ પાછળથી બદલીને 'મંત્રીહાઉસ' રાખવામાં આવ્યું હતું.

સને ૧૯૩૩માં 'કૉંગ્રેસ સોસિયાલીસ્ટ પાર્ટી', (C. S. P.)ની પણ સ્થાપના થઈ ચૂકી હતી. તેમાં સને ૧૯૩૪માં ભાનુભાઈ જોડાયા હતા. તે સમયે તેઓ મેહેરઅલીની સાથે અત્યંત ગાઢ સંબંધમાં આવી ચૂક્યા હતા. તે સમય નરીમાન અને મેહેરઅલીની બોલબાલાનો હતો. સારા કાર્યકર્તા તરીકે તેમને સાચી એવી પ્રસિદ્ધિ મળી ચૂકી હતી.

તે અરસામાં 'તરુણ ગુજરાતી સાહિત્ય સભા' નામની સંસ્થા સ્થપાણી તે સંસ્થાના સ્થાપક શકુત રાવળ, અરવિંદ શાસ્ત્રી, મણીશંકર જોશી, હરિન્દ્ર મહેતા અને શામજી નેલવાળા હતા. ભાનુભાઈ તેમના સંસર્ગમાં હોવાથી તે સંસ્થામાં જોડાયા

સને ૧૯૩૦થી તેમણે પોતાનો પૂરેપૂરો સમય આઝાદીની લડતમાં આપવા માડ્યો શાળા છોડી દઈને દેશમાં ચાલી રહેલી આઝાદીની લડત અંગેની અનેક પ્રવૃત્તિઓમાં તેઓ સંકળાવા લાગ્યા. મહાત્મા ગાંધી તરફ તેમનું આકર્ષણ વધુ હતું

શાળા છોડયા પછી શું કરવું, એ પ્રશ્ન તેમના માટે ઉપસ્થિત થયો હતો. જો કે તેઓ અનેક સંસ્થાઓ સાથે સંકળાયેલા હોઈ કાર્ય તો કરતા જ હતા. 'પરંતુ તેથી અધિક શું?'—આ પ્રશ્ન તેમના સામે ઉપસ્થિત થયો હતો અનેક વિચારોને અંતે તેમણે ગાંધીજીને પત્ર લખીને પુછાવ્યું કે 'હવે મારે શું કરવું?'

તરત જ ગાંધીજીએ જવાબમાં જણાવ્યું કે 'આજે શાળા કે કોલેજમાં જ શિક્ષણ મળે છે, એમ હું માનતો નથી. બીજી રીતે પણ અભ્યાસ થઈ શકે છે માટે તને જે કાર્યમાં રુચિ હોય તે કાર્યમાં જોડાઈ જવું તારે માટે શ્રેયસ્કર છે'

એ ઉત્તરથી ભાનુભાઈનો શાળા પ્રત્યેનો રહ્યોસહ્યો મોહ પણ વિનષ્ટ થયો. તેમનું મન આઝાદીની લડત તરફ વળેલું હોવાથી તે તરફ તેમણે વધુ લક્ષ આપવા માંડ્યું

આવા પ્રસંગે ભાનુભાઈના પિતાજીને લાગ્યું કે, હવે પુત્રને ક્યાંક કામધંધે લગાડવાની જરૂર છે તેમણે પોતાના પુત્રને એટલે કે ભાનુભાઈને મગનલાલ માર્કેટમાં ડી. ભગવાનદાસને ત્યાં શીખવા માટે વગર પગારે બેસાડ્યા. પરંતુ જેમનું લક્ષ આઝાદીની લડત સિવાય બીજે ક્યાંય ચોંટતું ન હોય ત્યાં કામ પણ કેવી રીતે કરી શકે?

' બે માસથી વધુ સમય તેઓ ત્યાં ટકી શકયા નહિ. ત્યાંથી છૂટા થયા બાદ તેમને નળબજારમાં બેસાડવામાં આવ્યા. ત્યાં પણ તેમનુ ચિત્ત ચોંટયું નહિ.''

હવે તેઓ પોતાનો પૂરેપૂરો સમય કોંગ્રેસમાં ગાળવા લાગ્યા. તેમ છતાં હવે તેમને આજુબાજુનું વાતાવરણ જોઈને અને સમાજ તરફ દષ્ટિ નાંખતાં, ખ્યાલ આવ્યો કે, પ્રત્યેક વ્યકિતને માટે આ જીવિકાનું સાધન હોવું અત્યંત આવશ્યક છે. બહારના લોકો તેજ રીતે સેવા આપી રહ્યાં છે. કેવળ દેશસેવામાં રચ્યાપચ્યા રહીને પોતાના કુટુંબને આર્થિક રીતે મૂંઝવણમાં મૂકવામાં આવે, એ યોગ્ય નથી. વિના કારણ કુટુંબને માથે આ તો ખોટો ભાર કહેવાય. દેશસેવા માટે પોતાના કુટુંબને બોજારૂપ થવું એ તો કેવળ કુટુંબદ્રોહ જ ગણાય! એમ માનીને તેમણે આર્થિક રીતે કુટુંબને મદદરૂપ થવાનો સંકલ્પ કર્યો.

તે સમયે તેમના મોટા ભાઈ રતિલાલ ગુલાલવાડીમાં આવેલી એ. રજબઅલીની દુકાને નોકરી કરતા હતા. ત્યાં તેમને મદદ કરવાના આશયથી ભાનુભાઈ તેમની દુકાને નામું વગેરે લખવા તેમજ તેમને બીજી રીતે કામમા સહાય કરવા રોજ સવારે જવા લાગ્યા.

ફકત મોટા ભાઈને મદદ કરવાની દષ્ટિએ જ તેઓ ત્યા જતા હતા. તેનો લાભ કુટુંબને મળે, એવી ગણતરી ખરી. પોતે કામના બદલામાં કંઈ પણ લેતા નહિ. સને ૧૯૪૦ સુધી તેમણે ત્યાં જવાનું ચાલુ રાખ્યુ.

આ સમયે કોંગ્રેસની 'સી' વોર્ડની ઑફિસ કાલબાદેવી પર આવેલા 'જેથી બીલ્ડિંગ'માં ગણપતિશંકર દેસાઈની આફિસમા હતી.

આ ઑફિસમાં એ સમયના પીઢ ગણાતા કાર્યકરો કામ કરતા હતા. તેઓ જુવાનિયાઓને નવા લોહીને કોઈ કાર્ય ઓછા પ્રમાણમાં સોંપતા હતા. હવે જુવાનિયાઓ આગળ આવીને તે કામ સંભાળવા માંડ્યું. તેમણે પોતાના આગેવાન તરીકે નગીનદાસ માસ્તરને નીમ્યા.

મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટીએ 'મુસ્લિમ સંપર્ક સમિતિ' નામની એક સંસ્થા સ્થાપી હતી. એ સંસ્થા સ્થાપવાનો ઉદ્દેશ હતો, કે હિંદુ મુસ્લિમ એક બીજાના નજીક આવે અને બંને કોમો વચ્ચે સુમેળ સ્થપાય બન્ને કોમોના કાર્યકરો આ કારણે એક બીજાને મળતા થયા હતા.

બીજે દિવસે નિશન સમયે ઓપેરાહાઉસમાં કોંગ્રેસ કાર્યકરોની સભા ભરાઈ શ્રી નહેરુ પણ ત્યાં ઉપસ્થિત હતા ડુંગરી પર એક વાંચનાલય મુસ્લિમો માટે જ ખાસ શરૂ કરવામાં આવનાર હતું ભાનુભાઈને આ વાત પસંદ નહોતી. આ બાબત સૈદ્ધાંતિક હતી આજે ખાસ મુસ્લિમો માટે વાચનાલય શરૂ કરવામા આવે તો કાલે બીજી કોમ પણ તે માટે માગણી કરે જો તેમને આ રીતે સંતોષવામાં આવે તો જ તેઓ કોંગ્રેસમાં જોડાય, તો બીજી કોમના લોકો પણ કોંગ્રેસમાં જોડાવાનું કારણ આગળ ધરીને અનેક પ્રકારની અન્ય માગણીઓ કરે, એ વાત સ્વાભાવિક હતી.

આ કારણે ભાનુભાઈએ પોતાની જગાએ ઊભા થઈને ઉપરોકત સભા વખતે શ્રી નહેરુ પાસે પોતાનો વાંધો પ્રદર્શિત કરતાં કહ્યું

"ત્યાં ડુંગરી પર ખાસ એક વાચનાલય શરૂ કરવામાં આવનાર છે"

"યે બાત ગલત હય, બૈઠ જાવ." શ્રી. નહેરુ તરત જ બોલી ઊઠયા

પરન્તુ ભાનુભાઈએ તે જવાબ તરફ દુર્લક્ષ કરતા ફરીથી કહ્યું

"ત્યાં ખાસ ઉદ્દેશથી પુસ્તકાલય સ્થપાય છે, તે યોગ્ય થતું નથી."

"યે બાત ગલત હય, બૈઠ જાવ." ફરીથી શ્રી નહેરુએ એ જ જવાબ આપ્યો.

ફરીથી ભાનુભાઈએ એ જ શબ્દો ઉચ્ચાર્યા અને શ્રી નહેરુ તરફથી એ જ આશયના શબ્દો સંભળાયા :

"સૂનતા નહિ ? યે બાત ગલત હય, બૈઠ જાવ."

અને એ સાથે જ તેમના મિજાજી સ્વભાવ પ્રમાણે શ્રી. નહેરુએ પોતાના હાથમાં રહેલા કાગળને ચૂંથી નોખ્યો અને તેનો ગોળો બનાવીને ક્રોધથી ભાનુભાઈ પર ફેંકયો.

તેમના ક્રોધને ન ગણકારતા ભાનુભાઈ તો જેમ ઊભા હતા તેમ જ પોતાની જગાએ ઊભા રહ્યા તેમની જીદ્દી વલણ જોઈને વચ્ચે પડતાં મિ નરીમાન બોલ્યા.

' એ કહે છે, એ વાત સાચી છે.'

ત્યારે શ્રી નહેરુએ પોતાના શબ્દો અને ક્રોધ માટે દિલગીરી જાહેર કરતા કહ્યું.

' માફ કરના '

—અને પોતાનો મત દર્શાવતા તેઓ બોલ્યા:

' જો એમ થાય તો ખોટુ છે '

જ્યારે સને ૧૯૩૪-૩૫માં 'સી' વોર્ડના સેવાદળના ઉપરી તરીકે ભાનુભાઈ હતા ત્યારે તે વોર્ડના સેક્રેટરી તરીકે પણ તેઓ ચાલુ હતા. ખરી રીતે આ પ્રમાણે એક જ સંસ્થામાં બન્ને સ્થાને કોઈ કામ કરી શકતું નહિ. ભાનુભાઈએ એ કામ કરી બતાવ્યું, આ વાત બધાને આશ્ચર્યજનક અને તેમની કાર્યશકિતનો ખ્યાલ આપતી બની ગઈ હતી.

ઓલ ઈન્ડિયા કોંગ્રેસ કમિટીની જ્યુબિલી વખતે 'સી' વોર્ડની પ્રવૃત્તિઓ વિષેના ઈતિહાસ લખવા માટે ખાસ એક પેટા સમિતિ રચવામા આવેલી તે સમિતિમાં ભાનુભાઈ, દાદા પરૂળેકર, મેહેરઅલી અને શકુંત રાવળ હતા.

આ સમયે વૃદ્ધ લગ્ન, વાડાલગ્ન વગેરે જેમ થતાં હતાં, તેમ બહુપત્નીમાં માનનારા પણ કેટલાક લોકો હતા.

હતું. એ અનાજની વહેંચણીની યોગ્ય વ્યવસ્થા કરવાની જવાબદારી તેમણે ભાનુભાઈ પર છોડી. પરંતુ ભાનુભાઈએ કહ્યું:

'આ જવાબદારી જો કે હું સ્વીકારું છું, પરંતુ મારી ઈચ્છા છે, કે તમે મુંબઈની પેટા સમિતિના ઉપપ્રમુખ બનો.'

તેમની ઈચ્છાને માન આપીને મુસાજી મુંબઈની પેટાસમિતિના ઉપપ્રમુખ બન્યા. ખજાનચી તરીકે રાજવૈદ્ય હીરજી જીવરામ હતા. મંત્રી તરીકે મોહનલાલ ડુંગરશી મહેતા હતા. આ બધાના સહકારથી સારા પ્રમાણમાં પૈસા તેમ જ અનાજ એકઠાં થયાં. એ બધાનો ઉપયોગ મલડી અને તેની આસપાસના દુષ્કાળ વિસ્તાર માટે કરાયો હતો.

મદદ કરવાની વ્યવસ્થા પદ્ધતિસરની રાખવામાં આવી હતી. કોઈએ કંઈ માગવું પડતું નહિ કોને શાની જરૂર છે, તેની ભાળ મેળવવામાં આવતી તે ભાળ મેળવવા માટે ખાસ એક 'પેટાસમિતિ' નીમવામાં આવી હતી તે સમિતિ ચારેબાજુએ અને જરૂરિયાતવાળાને જોઈતી વસ્તુઓ મોકલી આપતી

જેને જેની જરૂર હોય તેને તે વસ્તુ વગર માંગણીએ પહોંચાડી દેવામાં આવતી. કોઈને ત્યાં સુવાવડ હોય તો તે પ્રસંગે વપરાતી ખાદ્ય વસ્તુઓ તેને પહોંચતી કરવામાં આવતી. કોઈ બીમાર હોય તો તેને ત્યાં બીમારીને લગતા સાધનો અને ઔષધો મોકલી આપવામાં આવતાં. આ રીતે જેવી જેની જરૂરિયાત તેવી તેને વસ્તુઓ પહોંચાડાતી

ભાનુભાઈએ મુસાજીની માતાના કારજ વખતે મુસાજીનો જે સામનો કર્યો હતો, તેનાથી મુસાજી એટલા બધા નારાજ નહોતા થયા કે તેઓ હંમેશને માટે પોતાના મનમાં તે બાબતનો ડંખ રાખે. ઉપરાંત, મુસાજી તેમને પોતાના મિત્રના પુત્ર ગણીને પોતાના જ પુત્ર સમો પ્રેમ તેમના પર રાખતા, તેમ જ તેમને નીડર તથા સિદ્ધાંતવાદી કહીને તેમની પીઠ થાબડતા.



## [ ૬ ] —સફળ સંચાલન અને માનપત્ર

સને ૧૯૩૪માં જ્યાર વરલી પર ઓલ ઈન્ડિયા કોંગ્રેસ કમિટીની પરિષદ ભરાઈ ત્યાર બી પી સી સી (મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટી)ના પ્રમુખ મિ નરીમાન હતા વરલી પર ભરાયેલી કોંગ્રેસની પેગ સમિતિના સેક્રટરી ભાનુભાઈ હતા. તે પરિષદ વખતે ભાનુભાઈ લાગલગાટ અઢાર દિવસ સુધી વરલી પર જ રહ્યા હતા

સને ૧૯૩૫ની સાલમા ગુલાલવાડીમા આવેલા હિંગળાજ ભુવનની બાજુમા આવેલા મકાનમા 'મથુરાવૈશ્ય યુવકમંડળ' તરફથી એક હિંદીશાળા ખોલવામા આવનાર હતી તે વખતે શ્રી જવાહરલાલ નહેરુ મુંબઈ પધારેલા હતા તે શાળાનુ ઉદ્‌ઘાટન શ્રી નહેરુના હાથે થાય, એવી તે મંડળના સભ્યોની ઈચ્છા હતી તેમણે તે કાર્ય ભાનુભાઈને સોપ્યું નહેરુને શાળાના ઉદ્‌ઘાટન જેવી સામાન્ય-બાબત માટે બોલાવી લાવવા, એ વાત સહેલી નહોતી થોડાક દિવસો માટે મુંબઈ આવનાર નહેરુને એવો સમય મળવો પણ મુશ્કેલ હતો છતાં ભાનુ-ભાઈના પ્રયાસથી નહેરુ ત્યા પધાર્યા અને તે હિંદી શાળાનું ઉદ્‌ઘાટન તેમના શુભહસ્તે થયું

બીજે જ દિવસે ઝીણા હોલમા કોંગ્રેસના કાર્યકરોની મીટિંગ રાખવામાં આવી હતી નહેરુ તેમાં ખાસ હાજરી આપવાના હતા

સને ૧૯૩૩ના અરસામાં મણીલાલ મેવાડા નામના એક ગૃહસ્થ સિદ્ધપુરમાં રહેતા હતા પોતે વૃદ્ધત્વ પ્રાપ્ત કરી ચૂકેલા હોવા છતાં, સંસાર માંડવાના તેમને કોડ જાગેલા

જેમ વૃદ્ધલગ્નનો તે સમયે સારૂ ફાલ્યો, તેમ તેનો વિરોધ પણ સારા પ્રમાણમાં થવા લાગ્યો હતો 'અખિલ ભારતીય ઔદિચ્ય યુવકસંઘ' કે જેની, પહેલી પરિષદ સને ૧૯૩૩મા માધવબાગમાં ભરવામાં આવી હતી, તે પરિષદના અનેક ધ્યેયોમાંનુ એક ધ્યેય વૃદ્ધ લગ્ન અટકાવવાનું પણ હતું

મણીલાલ મેવાડાએ પોતે વૃદ્ધ હોવા છતા લગ્ન કરવાનો વિચાર કર્યો હતો પોતે વૃત્તિવાન બ્રાહ્મણ જાતિના પ્રમુખ હોવાથી તેમની માન્યતા હતી કે, આ લગ્ન નિર્વિઘ્ને પાર પડી જશે પરન્તુ કુદરતને મંજૂર પહોંચી શક્યુ છે ?

ભાનુભાઈને આ વાતની જાણ થઈ ગઈ તરત જ લગ્ન અટકાવવા માટે તેઓ સિદ્ધપુર તરફ રવાના થઈ ગયા. આવાં સમયોમાં તેમની સ્ફૂર્તિ અજબ હતી. તેમની ઓળખાણો પણ સામાન્ય નહોતી. તેમને તે ઓળખાણોનો લાભ મળતો રહ્યો છે આ સમયે પણ તેમને તેવા લાભ મળ્યો જતાં જતા રસ્તામાં મહેસાણામા તેમને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ શ્રી છેલભાઈ દવેનો મેળાપ થઈ ગયો. તેમણે તેમને સિદ્ધપુર ન જવા માટે સમજાવ્યું પરન્તુ ભાનુભાઈએ પોતાનો નિર્ણય કદીયે ફરવ્યો જાણ્યો નથી.

આખર છેલભાઈએ એમને પોલીસનો સારો બંદોબસ્ત કરી આપ્યા અને તેઓ સરળતાથી નિર્વિઘ્ને સિદ્ધપુર પહોંચી ગયા. છેલભાઈ જો કે હંમેશાં વડોદરામા રહેતા હતા પરન્તુ પ્રસંગોપાત તેમને આ સમયે મહેસાણા આવવું પડેલું !

સિદ્ધપુર પહોંચીને ભાનુભાઈએ ત્યાંની યુવકસંઘની શાખા મારફતે મુન્સફની કોર્ટમાં એફીડેવીટ કરાવી અને મનાઈહુકમ મેળવી લીધા મનાઈ-

હુકમની રુએ આપોઆપ જ લગ્ન અટક્યાં. ભાનુભાઈને તે બાબતમાં કોઈ પણ પ્રકારનાં પગલાં ભરવાં પડ્યાં નહિ. તેઓ પાછા મુંબઈ આવી પહોંચ્યા.

કેટલાક સમય પછી તેમને જાણવા મળ્યું કે, તે ગૃહસ્થે થોડાક સમય બાદ બીજે ક્યાંક લગ્ન કરી લીધાં છે

એવો જ બીજો એક કિસ્સો પણ સને ૧૯૩૭ની આખરમાં અગર તો સને ૧૯૩૮ની શરૂઆતમા વૃદ્ધલગ્નની બાબતમા બનવા પામેલો

મૂળ સિદ્ધપુરના રહીશ અને મુંબઈમા વસતા મુંબાદેવીમંદિરના પૂજારી જેઠાલાલ મોટી ઉંમરે લગ્ન કરવા તૈયાર થયેલા. આ વાત જાણવામાં આવતાં જ ભાનુભાઈએ સિદ્ધપુર જઈને લગ્ન અટકાવવા બાબતનો મનાઈહુકમ મોકલી દીધો કન્યા ઊંઝાની હતી મુન્સફે તેમને સલાહ આપતા કહ્યું :

'મનાઈહુકમ કરતા મહત્ત્વની વાત તો છોકરીના બાપને સમજાવવાની છે. તમે પહેલા જઈને છોકરીના બાપને સમજાવો'

તરત જ ભાનુભાઈ છોકરીના બાપને સમજાવવા માટે ઊંઝા પહોચ્યા તે સમયે જેઠાલાલ મુંબઈમા હતા તેમને તેમના જમાઈએ તારથી સમાચાર મોકલ્યા કે ' અહીં તમારા લગ્ન માટે મનાઈહુકમ લેવાઈ ગયો છે '

તાર મળતા જ જેઠાલાલ સીધા ઊંઝા પહોંચી ગયા ત્યાથી રાત્રે પાછા સિદ્ધપુર ગયા અને રાતોરાત બીજી જ છોકરી સાથે ત્યા લગ્ન કરી લીધાં.

ભાનુભાઈ ઊંઝાવાળી છોકરીના બાપને સમજાવીને બીજે દિવસે સવારે જ્યારે સિદ્ધપુર ગયા, ત્યારે ત્યાથી જ તે બીજી છોકરી સાથે થયેલાં લગ્નનો વરઘોડો પસાર થઈ રહ્યો હતો

સને ૧૯૩૫મા જ્યારે ભાનુભાઈ 'ઔદિચ્ય ઉદય'નામનુ માસિક કાઢતા હતા. તે માસિકમા પ્રમિલાબહેને બેત્રણ લેખો લખેલા તે સમયે તેમની ઉંમર માત્ર પંદર વરસની જ હતી

પૂર્વવયે લગ્ન કરવાનો કે એકથી વધુ વખત લગ્નનો લ્હાવો લેવાનું જાણે રાફડો ફાટ્યો હોય તેમ તે સમયે અમદાવાદના એક ધનાઢ્ય વિદ્વાન બાળકૃષ્ણ પુરાણીને પણ મોટી ઉંમરે લગ્ન કરવાની તમન્ના જાગી. પોતે સનાતની વિચારના હતા. મહાન જ્યોતિષી પણ ગણાતા હતા. બે પત્નીઓ જાણે ઓછી હોય તેમ તેમને ત્રીજી પત્નીને ઘરમાં લાવવાની ઈચ્છા જાગી. પોતે ધનાઢ્ય હોવાથી વધુ તકલીફ પડશે નહિ, એમ તેઓ માનતા હતા.

ડાકોરમાં એક દક્ષિણી બ્રાહ્મણ પૂજારી તરીકે રહેતા હતા. તેમને એક પુત્રી હતી. બાળકૃષ્ણપુરાણીની દૃષ્ટિ તે તરફ ગઈ. પૂજારીએ પોતે સામાન્ય સ્થિતિના હોવાથી પુરાણીની માગણીને તરત જ સ્વીકારી લીધી. બે પત્નીઓ હયાત હોવા છતાં ત્રીજી પત્ની તરીકે પોતાની પુત્રીનું માંગું કરનાર ત્રીજી પર ચોથી કેમ નહિ લાવે ! આ વિચાર પણ તેમને આવ્યો નહિ. તેમને તો જમાઈની શ્રીમંતાઈ વહાલી હતી. બંને પક્ષ બ્રાહ્મણ હોવા છતાં જ્ઞાતિ જુદી હતી. અન્ય જ્ઞાતિમાં લગ્ન થતાં ચારે બાજુએ સનસનાટી ફેલાઈ ગઈ.

આ વાત મુંબઈમાં પહોંચી જતાં ત્યાં દુ:ખની તીવ્ર લાગણી ફેલાઈ ગઈ. ભાનુભાઈએ તે બાબતમાં હીરાબાગમાં સ્ત્રીઓની એક સભા બોલાવી. સભાના પ્રમુખ તરીકે કાંતિલાલ શર્માનાં પત્ની અન્નપૂર્ણાબહેનને ચૂંટવામાં આવ્યાં. સભામાં વિરોધનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. સ્ત્રીઓમાં ઉશ્કેરાટની લાગણી પ્રસરી ગઈ હતી.

ત્યાં એક ‘ઔદિચ્ય મહિલામંડળ’ની સ્થાપના કરવામાં આવી તે મંડળનાં પ્રમુખપદે મુક્તાબહેન હિંમતલાલ ભટ્ટ નીમાયાં. તેઓ શિક્ષિત અને સુધારક વિચારનાં હોવાથી આવાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેવાની તેમનામાં ધગશ હતી. તે મંડળનાં સેક્રેટરી તરીકે પ્રમિલાબહેનને નીમવામાં આવ્યાં. ભાનુભાઈ તે મંડળના સલાહકાર નીમાયા.

એ કાળે વડોદરા-રાજ્યમા 'જ્ઞાતિત્રાસ નિવારણ કાયદો' અને 'બાળદીક્ષા પ્રતિબધ કાયદો' પસાર કરાવવા માટે અનુક્રમે મુંબઈના 'અખિલભારતીય ઔદિચ્યસંઘ" અને મુંબઈના 'જૈન યુવકસંઘ' તરફથી સતત પ્રયત્નો ચાલુ હતા 'અખિલ ભારતીય ઔદિચ્યસઘ'ના મત્રી ભાનુભાઈ હતા 'જૈન યુવક-સંઘ"ના પ્રમુખ પરમાણદ કાપડિયા હતા તે સમયે પરમાણદ કાપડિયાને જૈનોના જવાહર તરીકે યુવકવર્ગ ઓળખતો હતો

સને ૧૯૩૮ ૩૯ દરમિયાન 'ઑલ ઈન્ડિયા સ્ટેટ પીપલ્સ કોન્ફરન્સ'ની કારાબારીમા ભાનુભાઈ હતા

એ જ અરસામાં 'કાઠિયાવાડ પ્રજામડળ' નામની સંસ્થા પણ ચાનુ હતી. તે મંડળની કારાબારીમા પણ ભાનુભાઈ હતા

ચાર બાજુએ આઝાદીની લડત ઊપડી ચૂકી હતી રાજકોટમાં પણ સત્યા-ગ્રહ ચાલી રહ્યો હતો તે સત્યાગ્રહનું સચાલન મુંબઈથી થતું હતું જેમ જેમ જરૂર પડે તેમ તેમ મુબઈથી સત્યાગ્રહીઓ મોકલવામા આવતા હતા

કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત સત્યાગ્રહની લડતમાં વધુ ભાગ લઈ રહ્યા હતા લડત મુખ્યત્વે સત્યાગ્રહના રાહ પર જ ચાલી રહી હતી આ યુદ્ધ અહિંસક હોવાથી સત્યાગ્રહીઓ તરીકે પકડાઈને જેલો ભરી દેવાનો મુખ્ય હેતુ હતો

તે સમયે મુબઈમા 'ભાવનગર પ્રજામડળ' નામની સંસ્થા ચાલતી હતી. તેના પ્રમુખપદે મોતીચદ ગીરધરલાલ કાપડિયા હતા અને ઉપપ્રમુખ તરીકે ભાનુભાઈ હતા

સને ૧૯૩૯મા ભાનુભાઈએ જુદી જુદી અનેક કૉન્ફરન્સોમાં ભાગ લીધો હતો રાજકોટમા 'કાઠિયાવાડ યુવકપરિષદ' શ્રી. જવાહરલાલ નહેરુના પ્રમુખપ

મટે મળી ત્યારે તેમાં પણ ભાનુભાઈ આગળ પડતો ભાગ લેવાનું ચૂક્યા નહોતા.

આ રીતે અનેક કોન્ફરન્સો અને મંડળોમાં જવાબદારીભર્યો ભાગ લેતા હોવા છતાં, તેઓ 'સી' વોર્ડનું કાર્ય પૂરો સમય કાળજીપૂર્વક સંભાળી રહ્યા હતા.

સને ૧૯૩૯ના સપ્ટેમ્બરમાસની ત્રીજી તારીખે અચાનક બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. આ યુદ્ધ તલવાર કે બંદૂકોનું નહોતું. બોમ્બયુગમાં વધુ ને વધુ વિનાશક શસ્ત્રોનો ઉપયોગ થવા લાગ્યો હતો. ચારે બાજુએ માનવસંહાર સિવાય વાત જ નહોતી. સૈન્યોમાં ભરતી થવા લાગી હતી. બીજી બાજુએ હિંદમાં અહિંસક લડતે જોર પકડ્યું હતું. જ્યાં જુઓ ત્યાં સત્યાગ્રહ, સત્યાગ્રહ ને સત્યાગ્રહ.

સોળમી સપ્ટેમ્બર ૧૯૪૦ના રોજ કોંગ્રેસે ઠરાવ પસાર કર્યો કે, 'જો બ્રિટન અમને સ્વરાજ આપે તો તેને સહકાર આપીએ.'

આ ઠરાવ ગાંધીજીને પસંદ પડ્યો નહિ. તેમણે કોંગ્રેસના સભ્યપદેથી રાજીનામું આપ્યું.

મતભેદને કારણે રાજીનામું આપવા છતાં, ગાંધીજી કંઈ કોંગ્રેસની વિરુદ્ધ થઈ ગયા નહોતા. મતભેદ ગમે તે હોય, પરન્તુ આખરે તો બધાનું ધ્યેય આઝાદીનું જ હતું. તેઓ કોંગ્રેસની બહાર રહીને કોંગ્રેસને દોરવણી આપવા લાગ્યા.

સર સ્ટેફર્ડ ક્રીપ્સ સાથે કોંગ્રેસે વાટાઘાટો શરૂ કરી. જેમ જેમ વાટાઘાટો આગળ વધતી ગઈ તેમ તેમ મડાગાંઠ વધુ ને વધુ ગંભીર બંધાતી ગઈ. પરિણામે એ વાટાઘાટો આખરે ભાંગી પડી.

૧૧મી ઓક્ટોબર ૧૯૪૦ના રોજ ત્રણ દિવસ માટે કોંગ્રેસની વર્કિંગ કમિટીની બેઠક વર્ધામાં મળી. ગાંધીજીને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું.

ગાંધીજીએ પોતાની એક નવી યોજના ત્યાં સમજાવી. તે હતી વ્યક્તિગત સત્યાગ્રહની. તેમણે પહેલા સત્યાગ્રહી તરીકે વિનોબા ભાવેને જાહેર કર્યા.

વિનોબાએ ૧૭મી ઑક્ટોબર ૧૯૪૦ના રોજ પઉનારથી સત્યાગ્રહની શરૂઆત કરી અને તેમને તારીખ એકવીસમીએ પકડી લેવામાં આવ્યા.

સને ૧૯૪૦નું કોંગ્રેસનું અધિવેશન શીવરી પર ભરાયું. ગાંધીજી કોંગ્રેસના સભ્યપદે ન હોવા છતાં, તેમને તેમના તરફથી માર્ગદર્શન મેળવવા માટે ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું.

'ઑલ ઈન્ડિયા કોંગ્રેસ કમિટી' (AICC)એ નક્કી કરી લીધું હતું કે 'ગાંધીજીની દોરવણીનો જ સ્વીકાર કરવો. તેમનું દષ્ટિબિંદુ સત્ય છે.'

નક્કી કર્યા પ્રમાણે કોંગ્રેસે ગાંધીજીને સરદાર તરીકે સ્વીકાર્યા. તેમની સલાહ પ્રમાણે યુદ્ધ સંબંધમાં બ્રિટનને કોઈ પણ પ્રકારનો સહકાર ના આપવો, એમ નક્કી કરવામાં આવ્યું.

પાછળથી ગાંધીજીની દોરવણી પ્રમાણે કોંગ્રેસનું બંધારણ કામચલાઉ મુલતવી રાખવામાં આવ્યું. તેને સ્થાને દરેક કમિટીના એક પ્રમુખ રહે અને વ્યક્તિગત સત્યાગ્રહનું સંચાલન કરે, એમ ઠરાવવામા આવ્યું.

સત્યાગ્રહની શરૂઆત થતાં જ કોંગ્રેસની કાર્યવાહી કમિટીના પ્રમુખ તરીકે ડૉ. રાજેન્દ્રપ્રસાદ હતા. તેમની તરત જ ધરપકડ કરવામાં આવી.

એ સમયે આચાર્ય કૃપલાણી ઑલ ઈન્ડિયા કોંગ્રેસ કમિટીના જનરલ સેક્રેટરી તરીકે હતા. તેમણે 'સત્યાગ્રહ ન કરવો' એવો આદેશ હોવાથી તેઓ પકડાયા નહોતા.

સત્યાગ્રહ અગાઉથી જ સરકારને જણાવીને કરવામાં આવતો. સરકાર સત્યાગ્રહ કરનાર જાણીતી વ્યક્તિને અગાઉથી જ પકડી લેતી.

AICC, BPCC અને જિલ્લા કમિટીઓ તે સમયે અસ્તિત્વમાં હતી.

ગુજરાત પ્રદેશ કોંગ્રેસ કમિટીના પ્રમુખ તે સમયે ભુલાભાઈ દેસાઈ હતા તેઓ પકડાઈ ગયા પછી તેમના પુત્ર ધીરુભાઈ દેસાઈ તે સંસ્થાના પ્રમુખ બન્યા તેમના હાથમાં સર્વ સત્તા આવી આવા સંજોગોમાં રાજકીય સંસ્થાઓના પ્રમુખ બનનાર પર જવાબદારીનો બોજ ઓછો રહેતો નહોતો

ધીરુભાઈ જ્યારે સત્યાગ્રહ કરવા તૈયાર થયા, ત્યારે તેમને આદેશ આપવામાં આવ્યો કે તેમણે સત્યાગ્રહ કરવો નહિ કેવળ સંસ્થાને કાળજીપૂર્વક સંભાળવી અને સત્યાગ્રહીઓને યોગ્ય માર્ગદર્શન આપવું

તે પ્રમાણે તેઓ સૌને માર્ગદર્શન આપવા લાગ્યા અને જેઓએ સત્યાગ્રહ કર્યા તેઓ બધા પકડાઈ ગયા

આ સમયે 'સી' વૉર્ડના પ્રમુખ તરીકે ભાનુભાઈને નીમવામાં આવ્યા ઉપરાંત, ધીરુભાઈએ તેમની કાર્યદક્ષતા અને કામ કરવાની શક્તિ જોઈને તેમને આખા શહેરના સંચાલન માટે પોતાના મદદનીશ બનાવ્યા

ત્યારથી ભાનુભાઈ આખા શહેરની સર્વ પ્રવૃત્તિઓ સાથે સંકળાયા જેમ જેમ સમય પસાર થતો ગયો, તેમ તેમ તેમની પ્રવૃત્તિઓ વધતી ગઈ તેઓ પોતાના મળતાવડા સ્વભાવને કારણે વધુ ને વધુ લોકપ્રિય બનતા ગયા.

આ પ્રકારનો વ્યક્તિ-સત્યાગ્રહ લગભગ તેરથી ચૌદ માસ ચાલ્યો અસંખ્ય સત્યાગ્રહીઓથી જેલો ઉભરાઈ જવા લાગી હતી એક પકડાય અને તેની જગાએ બીજો હાજર હોય, એવી સ્વદેશાભિમાનની ભાવના દેશના ખૂણેખૂણે જાગી ઊઠી હતી.

ભાનુભાઈએ એ વ્યક્તિગત સત્યાગ્રહનું સંચાલન સફળતાપૂર્વક કર્યું. કોઈ પણ જાતની ક્ષતિ વિના સત્યાગ્રહીઓનો પ્રવાહ અતૂટ રીતે ચાલુ રાખ્યો.

એ દરમિયાન કોમી રમખાણો પણ વારંવાર થયા કરતા હતાં તે બધાંમાં શાંતિ જાળવી રાખવાનું કાર્ય અતિ કઠિન હતું તેમાં ઘણી વખતે જીવનું જોખમ પણ સમાયેલું રહેતુ પરંતુ ધીરુભાઈ અને ભાનુભાઈના સતત પ્રયત્નોથી બને એટલા સુલેહસપથી શાંતિ જળવાઈ રહેતી

તે સમયના અનેક હુલ્લડના પ્રસંગમાંના એક યાદગાર પ્રસંગ હજી પણ યાદ આવે છે તે પ્રસંગ નળબજારના નાકા પરનો હતો ટ્રામમાથી એક મુસ્લિમ કુટુંબ નળબજાર આગળ ઊતર્યું જ્યારે તે ટ્રામમા પ્રવાસ કરી રહ્યું હતું ત્યારે ઓચિંતુ હુલ્લડ ફાટી નીકળ્યુ હતું હુલ્લડના કારણે તે કુટુંબ ગભરાટમા હતું

યુદ્ધમા બને પક્ષો જેમ સામસામ મોરચા માંડે તેમ નળબજારના નાકા આગળ હિંદુ મુસ્લિમના સામસામા મોરચા મંડાતા એક બાજુએ હિંદુ લત્તો અને બીજી બાજુએ મુસ્લિમ લત્તો જ્યારે સામસામી સોડાની બાટલીઓ કે પથ્થરાના મારા ચાલે ત્યારે તે સ્થાન યુદ્ધનું મેદાન હોય, તેવો ભાસ થતો.

ટ્રામમાથી ગભરાટમા ઊતરેલુ મુસ્લિમ કુટુંબ ત્યા તોફાની વાતાવરણ જોતા જ, ગભરાઈને પોતાના લત્તા તરફ દોડી ગયુ કમનસીબે તે ગભરાટના કારણે તેમની સાથેની તેમની પાંચ વરસની બાળકી તેમનાથી વિખૂટી પડી ગઈ અને ત્યાં ચપટાઈ ગઈ

ભાનુભાઈ અને કરુણાશકર દૂધવાળાને આ સમાચાર તરત જ મળી ગયા. તેઓ ત્યાં જઈને તે બાળકીને ઊંચકીને તેમના લત્તામા મૂકી આવ્યા

જેમ હડતાળ પાડનાર સમજદાર વ્યક્તિઓએ ઉપાડેલી ઝુંબેશનો લાભ ગુંડાતત્ત્વો લે છે અને દુકાનો વગેરેમાં લૂંટફાટ કરે છે, તેમ તે સમયે હુલ્લડમા પણ ગુંડાતત્ત્વો લૂંટફાટ અને મારામારીનો લાભ લેવાનુ ચૂકતા નહિ

ભાનુભાઈ અને કુરશાહીર દુધવાળા તે બાળકીને મુસ્લિમ લત્તામાં મૂકીને પાછા ફર્યા કે તરત જ તેમની પાછળ તેમના પર પથ્થર અને સોડાની બાટલીઓનો વરસાદ વરસવા લાગ્યો.

સજ્જનતાનો આ બદલો!

ગુંડાઓ ઉપકાર અને માણસાઈ ભૂલી ગયા. આ પથ્થરમારામાં ભાનુભાઈને અને કુરશાહીર દુધવાળાને વધુ પ્રમાણમાં માર લાગ્યો હતો. તે મારની જગાએ હજી પણ ભાનુભાઈને ક્યારેક ક્યારેક દુખાવો ઊપડી આવે છે.

તે અરસામાં, એટલે કે સને ૧૯૪૧માં કનૈયાલાલ મુન્શી જેલમાંથી છૂટીને બહાર આવ્યા. મુન્શીનો પણ તે સમય હતો. મુન્શી જ્યારે જેલમાંથી બહાર આવ્યા ત્યારે સત્યાગ્રહની બાબતમાં પોતાના વિચારો બદલીને આવ્યા હતા. તેમણે બહાર આવીને 'અખંડ હિંદ મોરચો' નામની સંસ્થા સ્થાપી. તે સંસ્થા દ્વારા તેમણે પોતાના વિચારો જનતા સમક્ષ મૂકવાની શરૂઆત કરી. પરંતુ તેમની તે નવીન સ્થપાયેલી સંસ્થા લાંબો સમય ચાલી શકી નહિ.

બાદ તેઓ ભાનુભાઈ વગેરે આગળ પોતાના વિચારો રજૂ કરવા લાગ્યા. તેમણે કહ્યું:

"જો આપણે બધા જેલોમાં જ પડી રહીશું તો સરકાર નબળી પડતાં ગોરા મુસ્લિમ લીગને હાથમાં લેશે અને ભારતનું ભાવિ તેમના—લીગના હાથમાં જશે. કારણ કે ગાંધીજી તો સ્વરક્ષણની પણ ના પાડે છે. સ્વરક્ષણ (Self protection)ની તેઓ શા માટે ના પાડે છે તે જ મારાથી સમજી શકાતું નથી. ઉપરાંત, ગાંધીજી સાથેની મારી મુલાકાતમાં પણ મેં તેમને જણાવ્યું છે કે મારા સાથી દારા મારી સાથે છે."

મુન્શીજીની વાત સાંભળી લઈને ભાનુભાઈ બોલ્યા:

'આ વિષયમા હુ પહેલા ગાંધીજીને લખી જોઉં. તેમનો અભિપ્રાય જાણ્યા, સિવાય મારાથી ઉતાવળિયુ પગલું ભરી શકાય નહિ '

—અને તેમણે તરત જ મહાત્માજીને પત્ર લખ્યો તે પત્રમા તેમણે લખ્યું કે " કનૈયાલાલ મુન્શીએ અમને જે રીતે હકીકત સમજાવી, તે રીતે જો બને અને અમને અમારા સ્વભાવ માટે પણ મંજૂરી ન હોય તો અમારા માટે કોંગ્રેસમા રહેવું મુશ્કેલ બને એમ છે '

જવાબમાં ગાધીજીએ તરત જ એક પત્ર સાથે સરોજિની નાયડુને મોકલ્યા. પત્રમા જણાવવામા આવ્યું હતું,

' તમારા પત્રની વિગતમા હુ ઊ ડે ઊતરતો નથી પર તુ મારે તમને આટલુ જણાવવુ જરૂરી છે કે તમારી મિલકત લૂંટાતી હોય અગર તો તમારા મા બહેનની આબરૂને આચ આવતી હોય તો તમારે તેના રક્ષણ માટે મરી ફીટવું જોઈએ '

ઉપરાત, સરોજિની નાયડુ સાથેની વાતચીતમાં ભાનુભાઈએ તેમને જણાવ્યું

' સહનશીલતા એ નબળાઈની નહિ પર તુ મર્દાઈની નિશાની છે સહન-શીલતાનો અર્થ એ નથી થતો કે જેનામાં શકિત નથી તેવુ બધુ જ લૂટાવા દેવુ અને આપણે સામા ઊભા રહીને પ્રેક્ષક તરીકે જોયા કરવું '

' તમારા મતવ્ય સાથે ગાધીજી ક ઈક અશે સહમત છે ! ' સરોજિની બોલ્યા, 'તેમણે પત્રમા તે વિષેનો ઈશારો પણ તમને કર્યો છે. વિશેષમા મારી સાથે પણ કહેવડાવ્યુ છે કે, મિલકતના, બાળકોના અને સ્ત્રીઓના શિયળનાં રક્ષણ માટે દરેક સ્વાભિમાની માનવે મરી ફીટવુ જરૂરી છે તેમનો બચાવ કરતા જો સામા પક્ષે નુકસાન થાય કે ઈજા થાય તો તે નિરૂપાયે વર્જ્ય ગણી શકાય '

—આ જવાબથી ભાનુભાઈને તેમ જ અન્ય લોકોને સંતોષ થયો ગાંધીજીના અહિંસક ભાવનાના આદર્શોનો મર્મ ન સમજી શકનાર લોકો હવે

સમજી ગયા કે, મુન્શીજી કહે છે તેમ અહિંસક ભાવનાના આદર્શોનો અર્થ સ્વબચાવ ન કરવો એવો નથી

સ્વમાનના ધ્યેયને લક્ષમાં લઈને ભાનુભાઈએ 'સ્વાસ્થ્ય મંદિર' નામની સંસ્થા ખોલી ને સંસ્થામાં બધા પ્રકારની તાલીમ આપવાનુ શરૂ કર્યું નાના મોટાં સૌને તેમાં પ્રવેશ કરવાની છૂટ હતી

તે સંસ્થાના વ્યવસ્થાપક તરીકે લલ્લુપ્રસાદ શાહને નીમવામાં આવ્યા આ સંસ્થા ઢાલગરવાડ પર આવેલી સ્વદેશી મારકેટના પહેલા માળે ખોલવામા આવેલી તે જગા મોટા હૉલ જેવી વિશાળ હતી તેમા તાલીમ આપનાર રઘુભાઈ શાસ્ત્રી વગેરે હતા તાલીમ લેનારાઓના પહેલાં નામોમા ભાનુભાઈ એ કે શાહ હીરુભાઈ વીસાવાડિયા ચન્દુલાલ શાહ ગાન્ધી જગાભા વગેરે હતા બીજા પણ ઘણા લોકો એમાં જે આવ્યા હતા આ સસ્થા દ્વારા સ્વબચાવ માટે વિશ્વાસ પેદા થવા લાગ્યો લોકો લાઠી વગેરે વાપરવાની તાલીમ લેવા પ્રેરાયા ધીમે ધીમે તાલીમ લેનારાઓની સંખ્યા સારા પ્રમાણમાં વધી ગઈ

આ સમયે પણ વ્યક્તિગત સત્યાગ્રહ ચાલુ જ હતા જ્યારે ફરીથી સરકાર સાથે વાટાઘાટો શરૂ થઈ ત્યારે સને ૧૯૪૨ની શરૂઆતમાં બધા રાજ્ય બંદીઓને છોડી મૂકવામાં આવ્યા

આ વખતે વ્યક્તિગત સત્યાગ્રહના સફળ સચાલન માટે ભાનુભાઈને ધીરુભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે કોંગ્રેસના કાર્યકરો અને અન્ય સસ્થાઓ તરફથી નીચે પ્રમાણેનું એક સન્માનપત્ર અર્પણ કરવામા આવ્યુ

## સન્માનપત્ર

### પ્રિય ભાઈશ્રી ભાનુશંકર મ છાશરામ યાજ્ઞિક

જીવન કોઈને ધન્ય લાગે જીવન કોઈને આનદ લાગે જીવન કોઈને વજન લાગે, પણ આપને એ કેવુ સમજાયુ છે એ અમને સમજાયું નથી. તોય

એટલું સમજાય છે કે, જીવન જીવન નથી માનનારા વિરલમાંના તમે કોઈ ભૂલા પડેલા માનવમાળના પુષ્પ છો !

થોડાંક વર્ષોની કેળવણી પશ્ચાત્ અનુભવનો અગર જલાવી રસધૂપની શિખા કેન્દ્રે કેન્દ્રે ફેલાવી એ જેમને માનવતાનો મર્મ છે એવામાંના આપને અમે પ્રેમભાવે વધાવીએ છીએ.

સને ૧૯૨૮ થી જાહેર જીવનની શરૂઆત પછી જ્ઞાતિનાં મંડળોને જીવન આપી, પોષી, કિમતીમાં કિંમતી સેવા અર્પણ કરી કોઈને પણ ઈર્ષા જન્મે એવી કક્ષાએ પહોંચી જ્ઞાતિના સેવકમંડળમાં સૂત્રરૂપે શોભો છો.

તેમ જ સામાજિક ક્ષેત્રમાં કોઈ પણ આંદોલન કે કોઈ પણ વિચાર એવા નથી દેખાયા જ્યાં "ભાનુભાઈ"નાં બુદ્ધિતેજ કે કાર્યદક્ષત્વ ન ચમક્યાં હોય. નાની વય, નાનું શરીર, મોટું દિલ ને મધ્યમ જીભ એણે એ કામ કર્યું જેને માટે વર્ષોના અનુભવ, અભ્યાસ અને કસોટીની જરૂર રહે.

સામાજિક ક્ષેત્રમાં "સવ્યસાચી"ની ધીરજે તમને ડગાવ્યા નથી.

કૃષ્ણ સખા સુદામાની વૃત્તિ સેવતાં દરિદ્રનારાયણનાં દાસત્વ જીવનમાં ઓતપ્રોત ઉતારતાં માત્ર પ્રવૃત્તિરૂપે જ નહિ પરન્તુ જ્યારે જ્યારે દિલ થડકાવતા પુકાર ઊઠ્યા છે ત્યારે ક્યાંય પણ કમી દેખાડી નથી. સને ૧૯૩૫ માં લીલીયા મહાલની, લીલી ધરતીને કુદરત કોપે દુષ્કાળે ડામી ત્યારે તમોએ આગેવાની લઈ સલડી રાહત સમિતિના પ્રમુખપદને શોભાવી ત્યાંના દુઃખિયાઓને હંમેશ યાદ આવે એવી રીતિએ તેમનું દુઃખ નિવારણ કર્યું છે.

અને આગેવાનીને ઓળે પણ અંતરના ઓજસ ઢોળતાં અમોએ તમને ગુલાલવાડીની ગલીએ ગલીએ અને તેને પેલે પાર કુંભારવાડા અને 'સી વોર્ડ'ને સ્થાનકે સ્થાનકે હિન્દુ અને મુસ્લિમ ભાઈબહેનોની જીવના જોખમે રણઘેલાની જેમ ઘા ઝીલતાં, સેવા કરતાં, અમોએ નિહાળ્યા છે અને કસોટીએ ચડેલાં

અહિંસા વૃત્તનાં આકરા પાલન કરી આપે પુ મહાત્માજીની શિક્ષાને અપનાવી અમને અભિમાનગ્રસ્ત કર્યા છે

રાજકીય ક્ષેત્રમા સને ૧૯૩૦ થી ૪૨ સુધીમા અનેકવિધ સેવાઓની પરંપરા વટાવી બે વાર જેલની વિજાજત ઉઠાવી સને ૧૯૩૮થી એ સેવાની યશ-કલગી વરી શ્રી ભુલેશ્વર જિલ્લા મહાસભા સમિતિના મંત્રી તરીકે જે કાર્ય કર્યું છે તે અદ્દભુત છે ધન્ય છે તમારા ધૈર્યને, જેલ જવાની અધીરાઈએ તમને ન અકળાવતાં વોર્ડને સમયસરની સેવા આપવામા મહાન નૈપુણ્ય દાખવ્યું છે તમારાથી સરસ કેદેદારો ઘણા હોય પણ તમારાથી સરસ 'ટાટા' સિપાઈ અમને સાપડયો નથી તમને સર્વ ક્ષેત્રે સફળતા ઈચ્છીએ છીએ

જીવન એક ઝરણ છે એ ઝરણા જેવા જગતપિયાવે પિપાસુની તૃષા છીપે એમ નાનાંમોટાના "ભાનુભાઈ" "ભાનુભાઈ" રહે અને મમતાના મહા સાગર જેવા "ભાનુભાઈ" પ્રત્યે જેમ અમો આકર્ષાઈએ છીએ તેમ સર્વ આક-ર્ષાય, ઈશ્વર આપને દીર્ઘાયુ, સંપત્તિ, ઐશ્વર્ય અર્પે અને દીર્ઘ પરિવારથી પરિ શ્રમિત રાખે એવી ઈચ્છાથી અમો વિરમીએ.

આપના સાથી
શ્રી ગુલાલવાડી યુવકસંઘ
શ્રી ભારત સેવાસંઘ
શ્રી કુંભારવાડા યુવકસંઘ
શ્રી મુંબઈ કુમારદળ
તથા અન્ય શુભેચ્છકો

સન્માન સમારંભ
મુંબઈ
તા ૨૨-૩ ૧૯૪૨

[અસલ કોપી પરથી નકલ]



## [૭] —જેલયાત્રા અને મુક્તિ

સત્તાવીસમી માર્ચ ૧૯૪૨માં સર સ્ટેફર્ડ ક્રીપ્સ જ્યારે દિલ્હીમાં હતા ત્યારે ગાધીજી તેમને ત્યા મળ્યા પડી ભાગેલી વાટાઘાટોને ફરીથી ચર્ચવામા આવી. પરન્તુ તેમા પણ પરિણામે શૂન્ય જ આવ્યું

ત્યા વાટાઘાટ પડી ભાંગતા ગાધીજી પાછા મુંબઈ આવ્યા આ વખતે તેમણે વધુ કડક પગલા ભરવાનો મક્કમ નિર્ણય કર્યા

સને ૧૯૪૨ના ઑગસ્ટમા ઓલ ઈન્ડિયા કૉંગ્રેસ કમિટીની બેઠક મુંબઈમાં ભરાણી તેમા સ્વાગત સમિતિના સેક્રેટરી તરીકે ભાનુભાઈ હતા

આઠમી ઑગસ્ટ ૧૯૪૨ના રોજ કૉંગ્રેસે 'હિંદ છોડો' (Quit India) નો ઠરાવ પસાર કર્યા આવો ઠરાવ પસાર કરવામા આવશે, એવી માહિતી કદાચ સરકારને મળી હોય એમ લાગતું હતું તેમણે નક્કી કરી રાખ્યું હતું કે, જેવો આ ઠરાવ પસાર થાય કે તરત જ મુબઈમા હાજર રહેલી પચાસેક આગળ પડતી વ્યક્તિઓને અણધારી ઝડપી લેવી

આ સમય દરમિયાન ભાનુભાઈ પોતાની હિંગળાજ ભુવનવાળી જગા ખાલી કરીને ગુલાલવાડીમા રામમંદિરની સામે આવેલા મહેસાણા બીલ્ડિંગના પહેલા માળે રહેવા ગયાં હતા આ સમયે મુંબઈના મેયર તરીકે મેહેરઅલી હતા.

તારીખ આઠમીએ 'હિંદ છોડો' (Quit India)નો ઠરાવ પાસ થયા પછી તારીખ નવમીની વહેલી સવારથી ધરપકડનું કામ સરકાર તરફથી શરૂ થઈ ગયુ. આ કાર્ય એટલી બધી ગુપ્તતાથી અને સિફતથી ચાલી રહ્યું હતું કે, આ વાતની એકબીજાને ગંધ પણ ન આવે જુદાં જુદાં સ્થળે જુદા જુદા અમલદારોને મોકલવામાં આવ્યા હતા. બોરીબંદરના સ્ટેશન પર પહેલા વર્ગના ડબાવાળી એક સ્પેશિયલ ટ્રેન પણ તૈયાર રાખવામા આવી હતી

ધરપકડના જુદા જુદા ભાગ પાડવામાં આવ્યા હતા.

પહેલા ભાગ તરીકે ગાંધીજી અને તેમના રસાલાને સૌથી પ્રથમ પકડી લેવામાં આવ્યા હતા. તે રસાલામા મહાદેવભાઈ દેસાઈ અને મીરાંબહેનનો સમાવેશ થતો હતો

બીજા ભાગ તરીકે વર્કીંગ કમિટીના સભ્યોની ધરપકડ કરવામા આવી હતી. તેમા શ્રી. જવાહરલાલ નહેરુ અને મૌલાના આઝાદ વગેરેનો સમાવેશ થતો હતો

ત્રીજા ભાગ તરીકે તે સમયના મુંબઈ રાજ્યના આખા પ્રધાનમંડળને પકડી લેવામાં આવ્યું હતું.

ચોથા ભાગ તરીકે ચારપાંચ જણા મુંબઈના હતા. તેમા ભાનુભાઈ, એસ. કે. પાટીલ વગેરે હતા વધુમા મેહેરઅલી, શ્રી સીરવઈ વગેરે પણ હતા. ઉપરાંત મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટીના પણ કેટલાક સભ્યોની ધરપકડ કરવામાં આવી હતી.

તે વખતનું પ્રધાનમંડળ—ખેરપ્રધાન મંડળ હતું તે પ્રધાનમંડળ અત્યારના જેટલું મોટું નહોતું તેમાં ફક્ત સાત જ સભ્યો હતા મુખ્ય પ્રધાનને તે સમયે મુખ્ય પ્રધાન નહિ પરંતુ વડા પ્રધાન (Prime Minister) કહેવામા આવતા. તે પ્રધાન અને તેમનાં ખાતાં નીચે પ્રમાણે હતા:

(૧) શ્રી. બી. જી. ખેર– વડા પ્રધાન (Prime Minister)
(૨) શ્રી. એ. બી. લઠ્ઠે – નાણાંખાતું (Finance Minister)
(૩) શ્રી. કે. એમ. મુન્શી – ગૃહ અને કાયદાખાતું (Home & Law Minister)
(૪) ડૉ. એમ. ડી. ગીલ્ડર– આરોગ્ય અને જકાતખાતું (Public Health and Excise Minister)
(૫) શ્રી. એમ. આર. દેસાઈ–મહેસૂલખાતું (Revenue Minister)
(૬) શ્રી. એમ. એમ. પાટીલ– સ્થાનિક સ્વરાજખાતું (Local Self Government Minister)
(૭) શ્રી. એમ વાય. નુરી– જાહેરખાતું (Public Works Minister)

ઉપરોકત પ્રધાનમંડળ તારીખ ઓગણીસમી જુલાઈ ૧૯૩૭ના રોજ સત્તા પર આવ્યું હતું.

પગારનું ધોરણ પણ ઓછું અને દરેકને માટે સમાન હતું. પગાર માસિક રૂપિયા પાંચસો, મકાનભાડાના રૂપિયા એકસો અને વાહન વગેરે ખર્ચના રૂપિયા દોઢસો, મળી કુલ્લે રૂપિયા સાડા સાતસો પ્રત્યેક પ્રધાનને મળતા.

આ પ્રધાનમંડળ રચાયું ત્યારે મુંબઈના ગવર્નર લૉર્ડ બ્રેબોર્ન (Lord Brabourne) હતા.

ઉપરોકત પ્રધાનમંડળે સને ૧૯૩૯ના ઑક્ટોબર માસના અંતમાં રાજીનામું આપ્યું હતું. તે સમયે મુંબઈના ગવર્નર તરીકે સર રોજર લમ્લી (Sir Roger Lumley) હતા. તે સમયે બિહાર, ઓરિસ્સા, મદ્રાસ, મધ્ય પ્રદેશ, ઉત્તર પ્રદેશ, ફ્રન્ટિયર વગેરે રાજ્યોમાંથી પણ રાજીનામાં અપાયા હતાં.

' ' 'તે સમયે એકંદરે 'ઓગણ પચાસ' વ્યકિતઓની ધરપકડ કરવામાં આવી હતી. ભાનુભાઈની ધરપકડ સવાર ભા.ડ ત્રણ વાગે તેમના મકાનેથી )કરવામાં આવી હતી, ' '' '' ' ' ( )

( સવારે ચાર વાગે શ્રી ગોવિંદવલ્લભ પંતને પકડવા માટે પોલીસ ગઈ ત્યારે શ્રી. પંતે જણાવ્યું

( હું આઝાદ છું 'હિંદ છોડો' (Quit India) દ્વારા ગાંધીજીએ જણાવ્યું છે કે હવે અમે બધા આઝાદ છીએ. એટલે હું તમારી સાથે આવી શકું તેમ નથી.

પરંતુ આવી દલીલો સરકાર પાસે કયાં સુધી ચાલી શકે? છેવટે પાછળથી તેમને પોલીસને આધીન થવું પડ્યું તેમને મોટર દ્વારા અહમદનગર લઈ જવામાં આવ્યા

( ) )

બધાને રાતોરાત એટલે કે સવાર થતા પહેલાં બોરીબંદર સ્ટેશન પર લઈ જવામા આવ્યા ગાડી ઊપડવાનો સમય થયો એટલે સાત વાગીને પાંચ મિનિટે ગાંધીજીને ત્યાં લાવવામા આવ્યા ત્યાં સુધી તેમને કયા રાખવામા આવ્યા હતા, તે કોઈને જાણવા દીધુ નહોતું

ગાંધીજી જેવા ગાડીમા દાખલ થયા કે તરત જ ગાડી ઉપાડવામા આવી.

કલ્યાણ સ્ટેશન આવતા બધાને 'ડાઈનિંગકાર (જમવાનો ડબો)માં લઈ જવામા આવ્યા. ગાંધીજી અને મહાદેવ દેસાઈ તેમની સાથે તે ડબામા ગયા નહિ.

આગળ જતાં ચીંચવડ સ્ટેશન આવ્યું મુંબઈથી જતાં તે સ્ટેશન પૂના પહેલાં આવે છે ગાડી ત્યાં થોભાવવામાં આવી ગાંધીજી અને તેમના રસાલા (Staff))ને ત્યાં ઉતારવામાં આવ્યા ઉપરાંત, વર્કીંગ કમિટીના સભ્યો શ્રી જવાહરલાલ નહેરુ વગેરે સિવાયના બીજાઓને પણ ત્યા ઉતારવામા આવ્યા બધે

ઊતરી ગયા પછી ગાડી તરત જ ઉપાડવામાં આવી કે જેમાં વર્કીંગ કમિટીના સભ્યો હતા.

પછીથી ગાંધીજી અને તેમના રસાલા (Staff)ને મોટર મારફતે પૂનામાં આવેલા આગાખાન મહેલ (Aga Khan Palace)માં લઈ જવામાં આવ્યા.

ભાનુભાઈ વગેરેને તેમ જ પ્રધાનમંડળના સભ્યોને મોટર દ્વારા યરોડા જેલમાં લઈ જવામાં આવ્યા.

ચીંચવડથી ઊપડેલી સ્પેશિયલ ટ્રેન વર્કીંગ કમિટીના સભ્યોને લઈને અહમદનગર ગઈ.

આ ધરપકડ અને જેલ તરફની મુસાફરીથી કોઈના પણ મનને જરાપણ રંજ નહોતો. હંમેશની માફક તેઓ નિર્વિકાર હતા.

ભાનુભાઈવાળી મોટર યરોડા તરફ જઈ રહી હતી ત્યારે એસ. કે. પાટીલને એક તુક્કો અજમાવવાનો વિચાર આવ્યો. પાટીલ પહેલેથી જ આવી વિચિત્રતાવાળા તો ખરા જ.

તેમણે 'W' for 'Withdraw British power' જણાવીને એક કાગળમાં મોટા અક્ષરે 'W' અક્ષર લખ્યો અને ચાલુ મોટરે, જ્યાં રસ્તા પર કેટલાક લોકો ઊભા હતા ત્યાં તેમના તરફ ફેંકી દીધો.

પાછળ જ છૂપીપોલીસ (C. I. D.)ની મોટર આવી રહી હતી. તેમાં બેઠેલાઓની ચકોર દૃષ્ટિ ચારે બાજુએ ફરી રહી હતી. તેમણે તે ફેંકાયેલો કાગળ રસ્તા પર પડતાં જોયો અને પોતાની મોટર તરત જ ઊભી રાખીને તે ઝડપી લીધો.

આખરે બધા શરોડ પહોંચ્યા ત્યાં પહોંચ્યા પછી સૌપ્રથમ તો બધાને બેરેકમાં લઈ જવામાં આવ્યા ત્યાંથી તેમને જુદી જુદી ખોલીઓમાં લઈ જવામાં આવ્યા દરેકને અલગ અલગ ખોલી આપવામાં આવી હતી

ત્યાં લગભગ વીસેક દિવસ પસાર થઈ ગયા એ દિવસોમા એક બીજાને મળવા દેવામાં પણ આવતા નહોતા ફકત સાંજે અડધોએક કલાક ખુલ્લી હવા માટે સૌને બહાર ફરવા માટે મુકત કરવામા આવતા હતા

જેમ તે સમયે કોંગ્રેસ પાર્ટી હતી તેમ ભારતની કોમ્યુનીસ્ટ પાર્ટી પણ અમલમા હતી તે પાર્ટીએ બીજા વિશ્વયુદ્ધને પીપલ્સ વૉર તરીકે ગણાવી હતી. આ યુદ્ધમા જ્યારે રશિયા મિત્રરાજ્યોના પક્ષમા ભળ્યું ત્યારે ભારતની કોમ્યુ-નીસ્ટ પાર્ટીના કેટલાક સભ્યો જેલમાં ગયેલા હતા તે પાર્ટીના આગેવાન શ્રી પી સી જોશી હતા. તેમના સિદ્ધાંત તે સમયે મિ ડાંગેને માન્ય નહોતા.

ભાનુભાઈ જ્યારે જેલમાં ગયા ત્યાર ડાંગે પણ જેલમા હતા મિ. સોલી બાટલીવાલા પણ તે સમયે જેલમા જ હતા

આ જેલમા લગભગ બધી જ વ્યકિતઓ મોટી એટલે કે જેમને સારા આગેવાન કહી શકાય એવી હતી તે બધાના સહવાસના કારણે ભાનુભાઈનો આ જેલપ્રવાન વધુ મહત્ત્વનો બન્યો હતો

થોડા દિવસો પછી એક બીજાને ન મળી શકવાના કડક પ્રતિબંધ હળવા થયા જો કે આ બાબત પર સખ્ત દેખરેખ તો રાખવામાં આવતી જ હતી. જેલનો જમાદાર ભાનુભાઈની ખોલી પાસે જ બેસતો હતો બધા મળીને તેમના ગ્રુપમા વીસથી બાવીસ જણા હતા

મિ સોલી બાટલીવાલા અને મિ ડાંગે કયારેક કયારેક ભાનુભાઈને ખાનગીમાં બહારના સમાચાર આપતા તે બન્નેને વર્તમાનપત્રો મળતા એટલે

બહારના સમાચાર તેમને સામાન્ય રીતે જ મળી શકતા. તેઓ પાસેથી જે સમાચાર મળતા તે સિવાયના કોઈ પણ સમાચાર ભાનુભાઈને મળતા નહિ તેમને તેવા સમાચાર મળે નહિ, તેની અધિકારીઓ તરફથી તકેદારી પણ રાખવામાં આવતી હતી આ તકેદારી ફક્ત તેમના જ માટે રખાતી હતી એમ નહોતું તેમના આખા ગ્રુપ માટે તકેદારી રાખવામા આવતી હતી. ફક્ત ફરક એટલો જ હતો કે, મિ ડાગે અને મિ સોલી બાટલીવાલા તરફથી ભાનુભાઈને કયારેક ક્યારેક બહારના સમાચાર ખાનગીમા મળતા ત્યારે બીજાઓને તે મળતા નહિ

પાંચછ દિવસમા તો ભાનુભાઈનો જમાદાર સાથે વાતચીતનો વહેવાર થઈ ગયો 'આપ ભલા તો જગ ભલા' પ્રમાણે તેમના મળતાવડા સ્વભાવથી જમાદાર તેમની તરફ મીઠાશથી અને માનથી વર્તતો થઈ ગયો પોતે હમેશના જેલની દીવાલોમા જ વસવાટ કરતો હોવાથી બહારના માણસોનો સહવાસ તેને ઓછો હોય, એ સ્વાભાવિક હતું બધા જ કેદીઓ ત્યાં એવા નહોતા આવતા કે જેમની સાથે તેનો હમેશાં મેળ ખાય

પાંચછ દિવસ પછી સમય પારખીને ભાનુભાઈએ જમાદારને કહ્યુ,

'હુ અહીં છુ એ વિષેની કોઈ જ માહિતી મારા ઘેર કે સબધીઓમાં નથી અહીંથી પણ કોઈએ એવી માહિતી ત્યા પહોચાડી હોય એમ લાગતું નથી. તો તમે મારુ આટલું કામ ન કરો? મારા અહીં હોવાના સમાચાર ખાનગીમા મારા ઘેર પહોચાડી ન શકો?'

જવાબમા જમાદાર કઈ પણ ન બોલ્યો તેણે તે બાબતમા શાં પગલાં ભર્યા, એ પણ સમજાયુ નહિ પરન્તુ એટલું નિશ્ચિત બન્યુ કે અગિયારબાર દિવસ પછી ભાનુભાઈના નાના ભાઈ જયશકર કેટલાક કપડા વગેરે લઈને ત્યાં આવ્યા. તે કપડા વગેરે જયશંકરભાઈની મુલાકાત કરાવ્યા વિના ભાનુભાઈને પહોંચાડવામાં આવ્યા

બધા આશ્ચર્યચકિત થઈ ગયા કે 'જ્યાશંકરને ભાનુભાઈ અહીં હોવાના સમાચાર મળ્યા ક્યાંથી?'

વીસમા દિવસે સત્તાવાળાઓએ જાપ્તો કઈક ઓછો કર્યો. બધી રૂમો ખોલી નાખવામાં આવી બધાને વર્તમાનપત્રો વાંચવા મળે તેવી ગોઠવણ કરવામાં આવી. ઉપરાંત, પત્ર લખવાની પણ પરવાનગી મળી.

વર્તમાનપત્રો દ્વારા બહારના સમાચાર મળવા લાગ્યા. ભાનુભાઈ વગેરે કેદી હોવાથી તેમને સગવડો સામાન્યત. સારી મળતી હતી

મહાદેવભાઈ દેસાઈ ગાંધીજી સાથે આગાખાન મહેલમાં હતા તેઓ છઠ્ઠા દિવસે એટલે કે ઑગસ્ટની પંદરમી તારીખે ગુજરી ગયા હતા

બેઠા બેઠા સમય કેમ પસાર કરવો, એ એક મોટો પ્રશ્ન થઈ પડ્યો હતો ભાનુભાઈએ સમય પસાર કરવાના સાધન તરીકે ત્યાં જેલમાં જ 'દિલખુશ' નામનું હાથે લખેલું સાપ્તાહિક કાઢવા માંડ્યું તેમાં કોઈનું નામ લખવામાં આવતું નહોતું દર અઠવાડિયે દસથી બાર પાનાં કાઢવામાં આવતાં હતાં મોટા ભાગે તેમાં મનોરંજન જેવામાં આવતું ક્યારેક ક્યારેક ત્યાંની વ્યક્તિઓના સ્વભાવ કે તેમની ટેવો વિષે લખાણ આવતાં આ પત્ર જ્યાં અન્ય વર્તમાનપત્રો સૌને વાંચવા માટે મૂકવામા આવતાં હતાં, ત્યાં વાંચનાલય આગળ મૂકવામાં આવતું સૌ ત્યાં ભેગા થતા અને આ પત્ર વાંચીને આનંદ અનુભવતા.

કોલ્હાપુરના રહીશ હરિચંદ મહેતા પણ તેમની સાથે હતા તેમને પણ પોતાની લેખનશક્તિનો ઉપયોગ કરવાની ઇચ્છા થઈ એકાદ પાનું લખીને તે પણ બોર્ડ પર ચોંટાડવા લાગ્યા

પાછળથી બાબુભાઈ ચીનાઈ, ચદુલાલ શાહ, ગોલ્ડફીલ્ડવાળા અને રતનશી મામા ત્યા યરોડા આવેલા જ્યારે, ભાનુભાઈ વગેરે ત્યાં પંદરથી સોળ માસ યરોડા જેલમાં રહેલા, ત્યારે બાબુભાઈ ચીનાઈ, ચંદુલાલ શાહ, ગોલ્ડફીલ્ડવાળા

વગેરે છેલ્લા પાંચછ માસ રહેલા ગણપતિશંકર દેસાઈ, દાદા પરૂળેકર, પુરુષોત્તમદાસ મીઠાઈવાળા, માણેકલાલ વખારિયા, સુંદરદાસ મોરારજી અને ભવાનીશંકર ઓઝા વગેરે તેમની સાથે શરૂઆતથી જ હતા

આવી રીતે જેલમાં લખવાની પ્રેરણા ડૉ હરિપ્રસાદ દેસાઈમાથી ભાનુભાઈને મળેલી ડૉ હરિપ્રસાદ દેસાઈ અમદાવાદના હતા તેઓ જ્યારે સને ૧૯૪૧મા નાશીક જેલમા હતા ત્યારે કઈકનુ કઈક કોઈ કોઈની બાબતમા લખતા એ વાત ભાનુભાઈ જાણતા હતા આ સમયે તેમને તે કારણે લખવાની ભાવના જાગેલી

સને ૧૯૪૨મા પાછા ડૉ હરિપ્રસાદ દેસાઈ અમદાવાદની પાર્ટી સાથે પાંચછ મહિના પછી યરોડા જેલમા આવ્યા તેઓ જેલમાં આવ્યા પછી જ રોજ સાજે બધાને મોટા ભાગે કાવ્યમા જ ગાઈ સભળાવતા તે કાવ્યોમા મોટા ભાગે મીઠા કટાક્ષો જ રહેતા

પાચસાત માસ ત્યા ગાળ્યા બાદ તેઓ છૂટી ગયા તે વખતે તેમને ત્યાના બધાયે મળીને વિદાયમાન આપેલુ તે વિદાયમાન

સમારભમાં તેમના પર ભાનુભાઈએ એક વિનોદી કાવ્ય લખેલુ તે કાવ્યનુ નામ હતુ ' ડૉકટર ભરની આરતી ' એમા એમના સ્વભાવનુ દર્શન કરાવવામાં આવ્યુ હતુ

જેલમા સરકારી રસોડુ ચાલુ હતુ જમવાનુ પણ સામાન્યત. સારુ કહી શકાય, તેવુ મળતુ હતુ મુંબઈના કેટલાક ભાઈઓને એમ થયુ કે આપણે આપણુ પોતાનુ સ્વતન્ત્ર રસોડુ ચાલુ કરીએ તો ઠીક આ વિચારને તેમણે અમલમા મૂકયો.

તે સમયે કાકા ગાડગીલ પણ ત્યાંજ હતા. ભાનુભાઈ તેમના સહવાસમાં મધુ નજીક આવી ગયા હતા. તેઓ રોજ સવારે મોડા સાડા આઠના શુમારે ઊઠતા. કાકાસાહેબ અને તેઓ મુંબઈના રસોડે સાથે ચા લેતા.

આનંદને ખાતર અને સમય પસાર કરવા માટે જેલમાં કયારેક કયારેક નાટકો પણ ભજવવામાં આવતાં હતાં. તેમાં ભાનુભાઈ, ડૉ. નરવણે, કનૈયાલાલ મુન્શીના ભાણેજ સનતચીવ અને ભાઈસાહેબ રાઉત વગેરે ભાગ લેતા. પડદા વગેરે લગાડીને પદ્ધતિસર નાટકો ભજવવામાં આવતાં. પડદા લગાડવાનું કાર્ય ભાઉસાહેબ રાઉત કરતા.

તે વખતે ત્યાં 'બ' વર્ગમાં પણ કેટલીક વ્યકિતઓ હતી. તેઓમાંથી સાતારાના કીસનવીર, સોલાપુરના શ્રી. વિભુતે અને શ્રી. છન્નુસીંગ અચાનક જેલમાંથી ભાગી ગયા.

આ પલાયનનો અણસાર સાંજે આવ્યો. સાંજે સાત સાડા સાતના શુમારે ચારે બાજુએ કોલાહલ મચી ગયો. સાંજે કેદીઓની ગણતરીના સમયે, તે ત્રણે જણાના સાથીદારોએ ધાંધલ મચાવીને ગણતરી કરવા ન દીધી. આ કારણે તે ત્રણે જણા ભાગી ગયાની વાત જાહેર થઈ.

આ ધાંધલ અને કોલાહલથી 'અ' વર્ગના લોકોને ખબર પડી કે, કોઈક ભાગી ગયું છે. ત્યાં સુધી તે લોકોને આ વાતની ગંધ પણ આવી નહોતી.

મોરારજીભાઈએ આ વાત સૌની પેઠે જાણી. આ વાત જાણવા છતાં, તેમના પર કોઈ પણ પ્રકારની અસર થઈ હોય એમ જણાયું નહિ. તેઓ એક જ પરોઢ જેલમાં એવી વ્યકિત હતા કે જેમના મન પર સુખદુ:ખની છાપ પડે નહિ. ત્રણ જણા જેલમાંથી છટકી ગયાનું જાણવા છતાં, પોતાની સ્વસ્થતા તેમણે જેમની તેમ જાળવી રાખી હતી. તેમના સ્વભાવ પ્રમાણે તેઓ કોઈની ખુશામત કરતા નહિ કે પોતાની ખુશામતની બીજા પાસેથી અપેક્ષા રાખતા નહિ.

'અ' વર્ગ અને 'બ' વર્ગની વચ્ચે ઊંચી દીવાલ હતી સાંજ થઈ હોવાથી દૂરનું બરાબર જોઈ શકાતું નહોતું છતાં 'બ' વર્ગ આગળ શું બની રહ્યું છે તે જાણવાની સૌને તીવ્ર ઈચ્છા થઈ હતી

ભવાનીશંકર ઓઝા, કે જેઓ એક વખતના મુંબઈની 'સી' વૉર્ડના પ્રમુખ હતા, તેઓ દીવાલને પકડીને — ટેકીને ઊભા રહ્યા તેમણે પોતાના ખભા પર ચઢીને છાપરા પર જવાનું ભાનુભાઈને સૂચવ્યું ભાનુભાઈ તેમના ખભા પર ચઢીને છાપરા પર ગયા અને બારીકાઈથી ચારે બાજુએ જોયું બેચાર મિનિટ પછી તેઓ નીચે આવ્યા અને બોલ્યા

'ફકત લાઠીચાર્જ થતો દેખાય છે તે સિવાય બધું સૂમસામ છે'

છાપરા પર ચઢીને આટલું જોવામાં પણ ગંભીર જોખમ હતું તે જોખમ જાણવા છતાં, તે વહોરી લઈને ભાનુભાઈ છાપરા પર જઈને જોઈ આવ્યા હતા.

જેલના નિયમ પ્રમાણે કોઈ પણ વ્યકિત કોઈ પણ છાપરા પર કે દીવાલ પર ચઢે, તો તેના પર ગોળી છોડવાનો હુકમ હોય છે કારણ કે તે નાસી જવાની તૈયારી કરતો હોય, એમ માની લેવામાં આવે છે કદાચ એમ માની લેવામાં ન આવે, તો પણ તે વ્યકિત પર ગોળી છોડવાનો કાયદેસરનો હુકમ હોય છે

છાપરા પર ચઢવાનું જોખમ જેવું તેવું નહોતું તેઓ નીચે આવ્યા પછી, તેમનામાંના કેટલાકે તેમને લાગણીભર્યો ઠપકો આપ્યો આ ઠપકો તેમને મીઠો અને બેતાળ લાગ્યો

એ વખતે આવા વાતાવરણમાં એક આનંદી પ્રસંગ બનવા પામ્યો ડૉ. નરવણે બીમાર હોવાથી તેમને પૂનાની હૉસ્પિટલમાં થોડાક સમય માટે રાખવામાં આવ્યા હતા એકાદ માસની સારવાર બાદ તેમને પાછા તે જ જેલમાં લાવવામાં આવ્યા આ વખતે તેમની દાઢી વધી જવા પામી હતી

ભાનુભાઈ મૂળથી જ રમૂજી સ્વભાવના તો ખરા જ. તેમને થોડીક મજાક કરવાની ઈચ્છા થઈ એક પીળું વસ્ત્ર લાવીને તેમણે ડૉ. નરવણે પર નાંખ્યું. તેમના શરીરે વીંટ્યું ઉપરાંત, ચશ્મા પહેરાવીને માથે સાફો પણ બંધાવ્યો.

ડૉ. નરવણે પણ રમૂજી સ્વભાવના જ હતા. પોતે પ્રેમાળ સ્વભાવના હોવા ઉપરાંત, ભાનુભાઈના બહુ નજીકના સહવાસમાં આવી ગયા હતા

ડૉ. નરવણેને એમજ ત્યાં એક સ્થાને બેસાડીને ભાનુભાઈ અને તેમના એક મિત્ર બાળાસાહેબ ખેરને બોલાવવા ગયા. ત્યાં જઈને તેમણે તેમને કહ્યું:

'અંબરનાથથી કોઈ એક મહાન પ્રભાવશાળી મહાત્મા પધાર્યા છે '

બાળાસાહેબ ખેરને સંત પુરુષો માટે અનહદ શ્રદ્ધા હતી. ભાનુભાઈની વાત સાંભળીને તરત જ તેઓ ત્યાં પહોંચી ગયા અને શ્રદ્ધાપૂર્વક બંને હાથ જોડીને નમ્રતાથી સુખ સમાચાર પૂછ્યા.

શ્રી ખેર બહુજ બુદ્ધિશાળી ગણાતા હોવા છતાં, આ સ્થળે અંધશ્રદ્ધાના કારણે થાપ ખાઈ ગયા. ડૉ નરવણેને તેઓ ઓળખી શક્યા નહિ.

વાતાવરણ શાંત થતા ભાનુભાઈએ ખુલાસો કર્યો:

'આ કોઈ અંબરનાથના દર્શન પામવાને યોગ્ય એવા સંત મહાત્મા નથી પરંતુ આપણા ડૉ. નરવણે છે.'

અને ડૉ. નરવણેના માથા પરથી સાફો અને આંખેથી ચશ્મા કાઢી લેવાયા.

તેમનું અસલ સ્વરૂપ જણાઈ આવતાં બધા હસી પડ્યા.

થોડા સમય પછી આંખની સારવાર માટે ભાનુભાઈને પૂનાની સાસુન હૉસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા. તેમની આંખે ખીલનું ઑપરેશન કરવાની આવશ્યકતા ઊભી થઈ હતી. આઠેક દિવસ ત્યાં હૉસ્પિટલમાં પસાર થયા. હજી તો ઑપરેશન કરવામાં આવ્યું નહોતું ત્યાં તો અધિકારીઓને સમાચાર મળ્યા

કે ભાનુભાઈને મળવા માટે લોકો વધુ પ્રમાણમાં આવે છે. આ સમાચાર મળતાં જ, તેમની આંખનું ઑપરેશન થવા અગાઉ જ તેમને પાછા ત્યાંથી યરોડા જેલમાં લઈ જવામાં આવ્યા.

ત્યાં ગયા પછી બીજી ઉપાધિ શરૂ થઈ ડૉકટરે તેમને તપાસીને જણાવ્યુ કે 'ક્ષય (T. B.)ની અસર છે, માટે તત્કાળ પગલા ભરવાની જરૂર છે'

કેદીઓની બાબતમાં ત્યાંના ડૉકટરની ભલામણ અધિકારીઓ માટે વધુ જવાબદારીવાળી હોય છે તેમને ડૉકટરે કરેલી ભલામણ પ્રમાણે ચાલવું પડે છે.

ભાનુભાઈના ક્ષય (T B) માટેના ઉપચારો તરત જ ચાલુ થઈ ગયા તેમનું વજન ઘટી ગયું હોવાથી રોજના બે ઈંડાં લેવાનો અભિપ્રાય આપવામા આવ્યો તરત જ તેનો અમલ થયો અને રોજનાં બે ઈંડા તેમને માટે આવવા લાગ્યાં તેઓ તેનો ઉપયોગ ન કરતા, તે બીજાને આપી દેતા બીજાઓ તે વાપરી નાંખતા

દિવસે દિવસે તેમનું વજન ઘટવા લાગ્યું તે જોઈને તેમના મિત્રોમાના માણેકલાલ નાથાલાલ વખારિયાએ જેલના ડૉકટર મિ મહેતાને પૂછ્યુ

'આમ કેમ છે? રોજ ને રોજ ભાનુભાઈનું વજન ઘટતું કેમ જાય છે?'

જવાબમાં ડૉ. મહેતાએ જણાવ્યુ 'જો તેઓ બરાબર સારવાર નહિ લે તો વધુ મુશ્કેલીમા મૂકાઈ જવાનો સભવ છે'

ભાનુભાઈ માટે માણેકલાલને વધુ લાગણી હતી તેમણે તેમને સમજાવતા કહ્યું

'હું પોતે જૈન હોવા છતા, તમને ખાસ ભલામણ કરું છું કે તમે ડૉકટરની સલાહ મુજબ ઈંડાંનો ઉપયોગ કરો. તમને રોજ જે બે ઈંડાં આપવામાં

આવે છે, તે જો તમે નહિ લો તો ડૉક્ટરનો મત તમારા ભવિષ્ય માટે સારા નથી.'

છતાં, ભાનુભાઈએ એમની એ વાત સ્વીકારી નહિ. આ વાત જ્યાર મિ દસ્તુર અને સુંદરદાસ મોરારજીએ જાણી ત્યારે તેમણે તેમને કહ્યું

' જો તમને તે ભાવતા ન હોય તો અમે તમને સ્વાદિષ્ટ બનાવી આપીશું ગમે તેમ કરીને તમાર તે ખાધા વિના છૂટકો નથી'

—અને તેમણે ભાનુભાઈ માટ આવેલા બે ઈંડા યોગ્ય રીતે બનાવી આપ્યાં ભાનુભાઈએ ન છૂટકે તેનો ઉપયોગ કર્યો

ત્યારથી તેમણે સારવાર માટે ઈંડાનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું

કાકા ગાડગીલના વધુ પરિચયમા આવ્યા બાદ તેમના વિચારોમાં ક્રાંતિ કારી પરિવર્તન થયુ ખાલી દેખાવ કરનારા ઢોંગીઓ પ્રત્યે તેમને અણગમો પેદા થયો ઘણા સ્વાર્થી અને ઢોંગી લોકો પણ તેમા ઘૂસી જવા પામ્યા હતા તેમનો બાહ્ય સ્વાંગ તેમણે પારખી લીધો હતો

કાકા ગાડગીલે પોતાના ચારિત્ર્યમા ભાનુભાઈના આર્થિક પ્રશ્નો અંગેના ક્રાંતિકારી વિચારોનો ઉલ્લેખ કર્યો છે

ત્યા યરોડામા ચૌદપદર માસ વીત્યા હશે ત્યાં તો ત્યાથી પંદરેક જણાને સાબરમતી જેલમાં મોકલવાનો હુકમ આવ્યો. તે પંદરમાં મહારાષ્ટ્રમાંના સારામાં સારા ગણાતા ચૌદ કાર્યકર હતા પંદરમા તેમા ભાનુભાઈ હતા

મહારાષ્ટ્રિયન કાર્યકરામા કાકા ગાડગીલ, શ્રી. જેધે, આચાર્ય લીમયે, શ્રી ધાણેકર, વગેરેનો સમાવેશ થતો હતો તેમની સાથે મુંબઈના તરીકે એકલા ભાનુભાઈ જ હતા જેલની ફરબદલીનું કારણ પૂછતાં જણાવવામાં આવ્યું કે, 'બહારની જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેમાં તમે ભાગ લો છો,

પ્રહારનાં લોકો સાથે સંપર્ક સાધ્યો છે અને જેલના કાયદાકાનૂનોને યોગ્ય માન આપતા નથી.'

કાકા ગાડગીલે જેલની ફેરબદલી માટે વાંધો ઉઠાવ્યો અને 'જે કારણ બતાવવામાં આવ્યું છે, તે ખોટું છે, એમ પણ કહ્યું. પરન્તુ, સત્તા આગળ શાણપણ નકામું. અધિકારીએ તેમની વાત સાંભળી નહિ. આખરે કાકાસાહેબ કંઈક અંશે ગુસ્સે થતાં બોલી ઊઠયા :

' અમે કંઈ જીવનભર કેદી રહેવાના નથી, સમજ્યાને ?'

-આખરે તેમણે અધિકારીના સૂચનને અનુસરવું પડ્યું.

બધા જ કેદીઓ 'અ' વર્ગના હોવાથી તેમને પૂનાથી દાદર સુધી પહેલા વર્ગમા લાવવામાં આવ્યા. દાદર ઊતર્યા પછી ગુજરાત મેલમાં અમદાવાદ જવાનું હતું. પ્લેટફોર્મ પર ગુજરાત મેલ આવ્યો. અહીં વાંધો ઉપસ્થિત થયો. ગુજરાત મેલમા ત્રીજા વર્ગમાં જગા રાખવામા આવી હતી. બધાએ તે બાબતમા વાંધો ઉઠાવ્યો અને કોઈ તેમાં ચઢ્યું નહિ. ગાડી પોતાના સમયે ઊપડી ગઈ અને આ લોકો સાથે અધિકારીઓ પણ દાદર સ્ટેશન પર જ રહી ગયા.

ત્યાંથી બધાને કીંગ્સ સરકલના પોલીસ સ્ટેશન પર લઈ જવામાં આવ્યા એમને છૂટા તો રાખી શકાય એમ નહોતું એટલે ત્યા લોકઅપમા રાખવામાં આવ્યા તે સ્ટેશનના પોલીસ ઈન્સ્પેકટર મિ. કાગા હતા. તેઓ સ્વભાવે સરળ અને ભલા હતા. તેમણે બધાને સારી સગવડ આપવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ તેમણે આપેલી સગવડનો કંઈ અર્થ સર્યો નહિ. કારણ કે ત્યાં માંકડ મચ્છરો ઉભરાતા હતા ગરમી હદ ઉપરાંતની હતી.

કાકાસાહેબ અને ભાનુભાઈ એક જ રૂમમાં હતા ભાનુભાઈ પાસે પોતાની એક મચ્છરદાની હતી. તે પોતાના શરીરે વીંટાળીને તેઓ સૂઈ ગયા.

ગરમી અને મેકફમચઅરના ત્રાસના કારણે કાકાસાહેબને ઊંઘ આવી શકી નહિ આ હકીકતનો ઉલ્લેખ તેમણે પોતાના જીવનચરિત્રમાં પણ કરેલો છે

બીજે દિવસે પાછા બધાને દાદર સ્ટેશને લઈ જવામાં આવ્યા અને સ્ટેશનના આરામગૃહ (Waiting Room)માં રાખવામાં આવ્યા. આખો દિવસ ત્યાં જ પસાર કરવામાં આવ્યો

રાત્રે ગુજરાત મેલમાં પહેલા વર્ગમાં બધાને માટે વ્યવસ્થા કરવામાં આવી અને સાબરમતી લઈ જવામાં આવ્યા.

તે સમયે સાબરમતી જેલમાં દાદા માવલંકર અને શ્રી નરહરિ પરીખ હતા. તેઓએ જ્યારે આ બધાને ત્યાં આવેલા જોયા, ત્યારે તેમને આ મુલાકાતને માટે આનંદ થયો

દાદા સાહેબનો પ્રભાવ ત્યાં ઘણો સારો હતો અનાધિકારે પણ તેઓ અધિકારી જેવા જ હતા તેમના તરફ જેલના અધિકારીઓનું વલણ સૌમ્ય હતું તે કારણે તેમણે બધાને સારી સગવડતા કરાવી આપી.

ઈશ્વરદાસ દેસાઈનાં પત્ની કુમુદબહેન અને દરબારશ્રી ગોપાળદાસનાં પત્ની ભક્તિબા પણ ત્યાં જ હતાં દાદાસાહેબના કારણે ત્યાં વારવાર કાર્યક્રમો પણ યોજાતા.

એક વખતે ભાનુભાઈનો પણ કાર્યક્રમ રાખવામાં આવ્યો તે પ્રસંગે તેમણે હરિપ્રસાદ દેસાઈ વિષે જે કંઈ લખ્યું હતું, તે સંભળાવ્યું સાંભળનારાઓને તે અત્યંત ગમી ગયું

અહીંયા બધાં એકબીજાને છૂટથી હળીમળી શકતાં હતાં ખરી રીતે બીજે ક્યાંય પણ આ લાભ મળી શક્તો નથી ખરી રીતે તો કોઈ પણ જેલમાં

## [૮] —ધરપકડની પરંપરા

સાબરમતી જેલમાંથી જ્યારે ભાનુભાઈને મુક્ત કરવામાં આવ્યા ત્યારે તેમની સાથે આચાર્ય લીમયે પણ છૂટયા હતા

ત્યાંથી છૂટીને તેઓ બધા અમદાવાદ ગયા. મુમમ દાદા માવળંકરને ત્યાં રાખવામાં આવ્યો ત્યાં પણ ભાનુભાઈના કેટલાક મિત્રો રહેતા હતા ઘણે વખતે ત્યાં જવાનો પ્રસંગ આવવાથી તેમને મળવાની તેમને ઈચ્છા થઈ. ટેલિફોનની સગવડ હોવાના કારણે તેમણે રમણીકલાલ સુંદરલાલ ઈનામદારને પોતે અહીં આવ્યાના સમાચાર આપ્યા. રમણીકલાલ ભાનુભાઈને તેડવા દાદા સાહેબને ત્યાં આવી પહોચ્યા અને તેમને પોતાને ત્યાં તેડી ગયા બીજા પણ કેટલાક મિત્રો જાણ થતા મળવા આવવા લાગ્યા

અમદાવાદમાં બેત્રણ દિવસ રોકાયા બાદ તેઓ પોતાને વતન સાથી જવા રવાના થયા પોતે પહેલેથી જ સાદા અને નિરભિમાની હોવાથી ત્રીજા વર્ગમાં પ્રવાસ કરતા હતા. આ વખતે પણ તેમણે ત્રીજા વર્ગની ટિકિટ લીધી. સ્ટેશન પર મૂકવા માટે રમણીકલાલ ઉપરાંત રમણલાલ જાની પણ આવ્યા હતા ભાનુભાઈનો સામાન તેમના ડબામાં મૂકી દેવામા આવ્યો હતો. પોતે પોતાના મિત્રો સાથે વાત કરવા પ્લેટફોર્મ પર ઊભા હતા.

ગાડી ઊપડવાનો સમય થતાં સીટી વાગી. પોતે પોતાના ડબામાં ચડવા ગયા પરન્તુ, ગાડીમાં અને તેમાં પણ ખાસ કરીને તેમના ડબામાં એટલી બધી ગિરદી હતી કે તેઓ તેમાં ચઢી શકયા નહિ. ગાડી ઊપડી પણ તેઓ તો નીચે જ રહી ગયા. રમણલાલે સમયસૂચકતા વાપરી ગાડી થોભાવી અને ભાનુભાઈને બાજુના ત્રીજા વર્ગના ડબામાં બેસાડયા. તેમને ગાડીમાં બેસાડતાં રમણલાલ જાની બોલ્યા :

'આવા ગિરદીના પ્રસંગે ત્રીજા વર્ગની મુસાફરી કરવી એ યોગ્ય નથી. આપણે ગાંધીજી કે એવા બીજા કોઈ મોટા નેતા નથી, જેથી લોકો આપણને ત્રીજા વર્ગના ડબામાં જગા કરી આપે.'

ત્યારથી ભાનુભાઈ મોટા ભાગે પહેલા વર્ગમાં મુસાફરી કરતા થયા.

જ્યારે તેઓ સલડી પહોંચ્યા ત્યારે તેમના સન્માનાર્થે ત્યાં એક વ્યવસ્થિત સરઘસ કાઢવામાં આવ્યું. આ સમયે મોતીલાલ નામે ફોજદાર હતા. તેમનાથી આવા પ્રકારનું ભાનુભાઈનું થતું સન્માન સહન થઈ શકયું નહિ. તેમને ઈર્ષ્યા જન્મી. પોતે બહુ બુદ્ધિશાળી તો નહોતો જ પણ સાથે સાથે મનના પણ હિંમતબાજ નહોતા. પોતે ફોજદાર હોવા છતાં ડરપોક સ્વભાવના હતા. તેજોદ્વેષના કારણે તેમનાથી બીજા પાસે બોલી જવાયું :

'અહીં કોઈનાથીયે કંઈ થઈ શકે તેમ નથી. પછી તે અહીંના હોય કે બહારના હોય. અહીંયાં ટાણાનાં મરચાં તૈયાર રાખ્યાં છે.'

એ વખતના ભાવનગર રાજ્યમાં ટાણા નામનું ગામ આવેલું હતું. ત્યાંનાં મરચાં બહુ વખણાય છે.

ભાનુભાઈના કાને આ વાત પહોંચી ગઈ. તેમનું માન તે સમયે પણ આજના જેવું જ ત્યાં હતું. બહારની કોઈ પણ વાત તેમના કાને તરત પહોંચી જતી. તેમનો પક્ષ તે વખતે પણ મોટો હતો.

બે કલાક પછી તેમણે ફોજદારને એક પત્ર લખ્યો, તેમાં તેમણે લખ્યું:

'તમે મને સમજાવવા માટે આડકતરી રીતે મારા માટે 'ટાણાનાં મરવાં' શબ્દો વાપર્યા છે, તે યોગ્ય કર્યું નથી. તમારે તે બાબતમા મારી માફી માગી લેવી જરૂરી છે જો તત્કાળ મારી માફી માગવામાં નહિ આવે તો તેના પરિણામો માટે તમારે તૈયાર રહેવું પડશે.'

ઉપર જણાવી ગયા પ્રમાણે ફોજદાર નીડર સ્વભાવના નહોતા. પત્ર વાચતા જ તેઓ ગભરાઈ ગયા. સમજશક્તિ પણ ઓછી હોવાની વાત જાહેર હતી. પત્રના લખાણ પર થોડો પણ વિચાર કરવા જેટલી સ્વસ્થતા તે જાળવી શક્યા નહિ. ખરાબ પરિણામ આવશે, એમ માની લઈને માફી માગી લેવાનું તેમણે નક્કી કર્યું

ભાનુભાઈને આ સમાચાર મળી ચૂક્યા. થોડી વારમા જ તેમના હાથમાં ફોજદારનો પત્ર આવી ચૂક્યો તેમાં તેમણે પોતાના અવિચારી શબ્દો માટે માફી સાથે દિલગીરી જાહેર કરી હતી.

એક સાદી સીધી વાત પણ ફોજદારથી સમજી શકાઈ નહોતી. પોતે સત્તા-સ્થાને છે સ્થાન પણ સામાન્ય હવાલદાર કે સિપાઈનું નહિ પરંતુ ફોજદારનું. પોતાના હસ્તાક્ષરથી પોતે અમલદાર થઈને એકાદ પ્રજાજન પાસે માફીપત્ર મોકલવો, એ કેટલું ભૂલભરેલુ છે, એનો ખ્યાલ તેમને આવ્યો નહિ.

ભાનુભાઈ વાચી વાચીને શુ પરિણામ વાવરતા હતા? પોતે એવો કોઈ ગુનો કર્યો નહોતો કે પોતાનાથી મોટા અમલદાર ઠપકો આપે! અને કદાચ પોતે ભૂલ કરી બેઠા હોય તો પણ આજના ક્રાંતિકારી સંજોગોમાં સરકાર કે સત્તા-ધીશો કંઈ જ કરનાર નહોતા. સૌની આખ તે વખતે ક્રાંતિકારીઓ પર વાત રહેતી.

આખા દેશમાં ચારેબાજુએ બળવા જેવું વાતાવરણ જામી ગયું હતું તે બળવો દાબી દેવાનો જ હતો પછી પોતે ગભરાવાની જરૂર પણ કયા હતી?

—આ બનાવ પરથી એમ સાબિત તો થઈ ચૂકયું કે, સત્તાસ્થાને આવનાર બધી જ વ્યકિતઓ બુદ્ધિશાળી કે નીડર નહોતી

ફોજદારના લખાયેલા માફીપત્રની વાત ચારેબાજુએ પ્રસરી ગઈ તેનાથી તેમનું નાક કપાઈ ગયુ અને ભાનુભાઈની હિંમતની વાહવાહ બોલાવા લાગી

તે વખતે તેમના નાના ભાઈ શાતિલાલ ત્યા હતા. તેઓ બેત્રણ દિવસ બાદ મુંબઈ જવા નીકળ્યા તે વખતે લીલીયા સ્ટેશનેથી મુંબઈ જવાનું હતુ, એ તો લખાઈ ચૂકયું છે

લીલીયાના સ્ટેશન માસ્તર તરીકે લાભશકર હતા. સામાન્યત. સ્ટેશન પર ટિકિટના દર ઉપરાત પૈસા લેવાનો શિરસ્તો પડી ગયો હતો તે પૈસા લાચની પેઠે જ ગણાતા શાતિલાલ પાસેથી ટિકિટના દર ઉપરાત, બે રૂપિયા વધારાના લેવામા આવ્યા આ વાત તેમને સ્ટેશન પર મૂકવા જનારને ખબર હોય, એમા નવાઈ નહિ સલગી જઈને તે લોકાએ આ વાત ભાનુભાઈને કરી ભાનુભાઈ કઈ બોલ્યા નહિ મુંબઈ પહોચ્યા પછી શાંતિલાલે પણ આ સમાચાર તેમને પત્ર દ્વારા જણાવ્યા

થોડા સમય વિચાર કર્યા બાદ તેમણે સ્ટેશનમાસ્તરને એક પત્ર લખ્યો. તેમા ટૂકમાં એટલુ જ લખ્યુ

'તમે મારા નાના ભાઈ શાતિલાલ પાસેથી ટિકિટના દર ઉપરાત જે બે રૂપિયા વધારાના લીધા છે, ત આ પત્ર મળતા તરત જ પાછા મોકલી આપો. જો તેમ કરવામા નહિ આવ તા માર તમારી સામે કડક પગલાં ભરવાં પડશે'

પત્ર વાંચતાં જ સ્ટેશનમાસ્તરનાં તો હાજાં જ ગગડી ગયાં. ફોજદારે લખેલા માફીપત્રની વાત તેમણે જાણી હતી. તરત જ બે રૂપિયા તેમના તરફથી પાછા મોકલવામાં આવ્યા ઉપરાંત, લખી જણાવવામાં આવ્યું :

'આ બે રૂપિયા મેં લીધા નહોતા હું કામમાં હતો એટલે ત્યાં બેઠેલા. (આ જગાએ તેમણે એ જ ગામના વેપારીભાઈનું નામ લખ્યું હતું. તે વેપારી આજે પણ હયાત છે.) એ લીધા હતા આમાં મારો દોષ નહોતો.'

આ પત્રની પણ જાણ બધે થઈ ચૂકી લોકો કહેવા લાગ્યા કે 'આવા બેચાર જણ જો નીકળી આવે તો લાંચ લેનારા આપોઆપ ઠેકાણે આવી જાય.'

દસેક દિવસ ત્યાં રહીને ભાનુભાઈ પાછા મુંબઈ આવી પહોંચ્યા. તે વખતે મુંબઈ પ્રદેશ કૉંગ્રેસ કમિટીનું સંચાલન શ્રી પી. કે. સાવંત, પુરુષોત્તમદાસ ઠક્કર અને આણંદજી કાનજી ઉર્ફે આનીભાઈના હાથમાં હતું. આણંદજીભાઈ તે પુરુષોત્તમદાસ કાનજી ઉર્ફે કાકુભાઈ ખાદી ભંડારવાળાના નાના ભાઈ થાય ભાનુભાઈએ મુંબઈ આવીને બધી જવાબદારી પોતાના હાથમાં લઈ લીધી.

ધરપકડ તો હજુ પણ ચાલુ જ હતી પુરુષોત્તમદાસ ઠક્કર પકડાઈ ગયા આનીભાઈએ કામકાજ લગભગ છોડી દીધું શ્રી પી. કે. સાવંત કામકાજમાં રચ્યાપચ્યા રહેવા લાગ્યા

મુંબઈ પ્રદેશ કૉંગ્રેસ કમિટીનો બધો કારોબાર ભાનુભાઈએ સંભાળી લીધો કે તરત તેમને પકડી લેવામાં આવ્યા ઘણાખરા લોકો એ વખતે ભૂગર્ભમાં હતા એ બધાની રહેવાની વ્યવસ્થાનું સંચાલન ભાનુભાઈ કરતા હતા. તેમને પકડીને ચૌદ દિવસ જેલમાં રાખવામાં આવ્યા છોડી દીધા પછી પાછા બે વખત પકડીને દોઢ દોઢ માસ આર્થર રોડ તેમ જ વરલી જેલમાં રાખવામાં આવ્યા અને છોડી મૂકવામાં આવ્યા.

આ સમયે ગમે ત્યારે ગમે તેને પકડી લેવામાં આવતા અને અટકમાં રાખવામાં આવતા.

બીજી વખતે જ્યારે તેઓ પકડાયા ત્યારે તેમની સાથે શ્રી. વિઠ્ઠલ એસ. ઝવેરી, છોટુભાઈ એન. શાહ, વિમળાબહેન મહેતા, વગેરે હતાં. જ્યારે એ બધાંને છૂપી-પોલીસ (C. I. D.) લૉકઅપમાં રાખવામાં આવ્યાં ત્યારે તેમના ફોટાઓ લેવામાં આવ્યા. ફોટાઓ વખતે ભાનુભાઈએ કંઈ વાંધો લીધો નહિ. તે બાદ જ્યારે આંગળાંઓની છાપ (Finger Print) લેવાની વાત આવી ત્યારે તેમણે તે બાબતમાં વાંધો ઉઠાવ્યો.

એ વખતે સી. આઈ. ડી. (C. I. D.) સુપરિન્ટેન્ડેન્ટ તરીકે મિ. કોઠારે હતા. મિ. મોહનલાલ દેસાઈ તે ખાતાના ડેપ્યુટી કમિશનર હતા. તેમણે ભાનુભાઈને આંગળાંની છાપ લેવા દેવા માટે સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં કંઈ વળ્યું નહિ. આખરે તેમણે કહ્યું :

'એસ. એમ. જોશીના આંગળાંઓની પણ છાપ લેવામાં આવી છે. તેમણે તેમાં વાંધો લીધો.'

ભાનુભાઈએ એ વાત તરફ લક્ષ આપ્યું નહિ.

અંતે મિ. કોઠારે જ્યારે તેમના આંગળાંની છાપ બળજબરીથી લેવા તૈયાર થયા, ત્યારે મિ. મોહનલાલ દેસાઈએ કોઠારેને અંદર લઈ જઈને કહ્યું :

'રહેવા દો, એ ક્યાં ભાગી જવાના છે!'

—અને તેમના આંગળાંની છાપ લેવાનું મુલતવી રાખવામાં આવ્યું.

એ વખતે કોમ્યુનીસ્ટો બ્રિટિશ સરકારના પક્ષમાં હતા. બહારની તેમજ ભૂગર્ભ પ્રચારની સાચીખોટી સઘળી વિગતો સરકારને પહેલી તકે પૂરી પાડતા. કેટલાક કોમ્યુનીસ્ટો ગુજરાતી બોલતા પણ થઈ ગયા હતા.

સી. આઈ. ડી. (C I D) વેકઆપમાથી જ્યારે ભાનુભાઈને આર્થર રોડ જેલમા મોકલી આપવામાં આવ્યા ત્યારે મિ. મોહનલાલ દેસાઈએ તેમની પીઠ થાબડતાં કહ્યુ

'ધન્ય છે તમારી હિમતને!'

ભૂગર્ભવાસીઓને સંતાડવા માટે તેમ જ તેમને જરૂરિયાત પૂરતા આશ્રો આપવા માટે ડૉ. ન ટીનદાસ, તેમના ભાઈ બાબુભાઈ ચદ્રમન્ત શાહ, નારણદાન મનાલાલવાળા વગેરેના રહેઠાણોનો તેમજ ક્રેડીટ ટ્રસ્ટની વાડીઓનો ઉપયો ! ક વામા આવતો હતો આર્થિક મદદનું કાર્ય રતનથી ચાપશી ઉર્ફે મામા અને ચંદુલાલ શાહ ગો કી વાળા સંભાળતા હતા તેમને પણ પોલીસે એક વખત પકડેલા પર તુ પુરાવાના અભાવે ચૌદ દિવસ બાદ તેમને છોડી દીધેલા

મને ૧૯૪૪ના ફેબ્રુઆરીની બાવીસમી તારીખે રાત્રે હરહરવાળા બીલ્ડિંગ મા ત્રીજે માળે છોટુભાઈને ત્યાં એક ખાનગી મીટિંગ રાખવામા આવી હતી. તે અરસામાં કલકત્તામાં દેશના સર્વ ભૂગર્ભવાસીઓની એક ખાનગી સભા બોલાવવામાં આવી હતી. તે મીટિંગમા હાજરી આપવા માટે મુંબઈ તરફથી એક વ્યકિતને મોકલવાની હતી તે મગ્રદ માટે આજની ખાનગી મીટિંગ છોટુભાઈને ત્યાં રાખવામા આવી હતી.

જ્યારે બધા ત્યા હાજર હતા ત્યારે અચાનક સમાચાર આવ્યા

'પૂ કસ્તૂરબા ગાંધી પૂનામા આવેલા આગાખાન મહેલમા દેવલોક પામ્યાં છે'

—આ સમાચાર સાંભળીને સૌના દિલને સખ્ત આઘાત લાગ્યો. વાતાવરણ ગમ ગીન બની ગયું આજની મીટિં ! મુલતવી રાખવાની જરૂર જણાવા છતા, સજેગો અને સમયના અભાવના કારણે તેમ થઈ શક્યું

નહિ. ઉપરાંત, પોલીસની નજર ચારે બાજુએ ફરતી હતી, એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી હતી.

બધાની પસંદગી ભાનુભાઈની સલાહ અનુસાર શ્રી. પી કે. સાવંત પર ઊતરી. ભાનુભાઈએ તેમને સર્વ પ્રકારની માહિતી આપતાં કહ્યું:

'કલકત્તાની ટિકિટ અને ત્યાંનું સરનામું મારે ત્યાં તૈયાર રાખવામાં આવેલ છે. તમે હમણાં જ ત્યાં જઈને લઈ લો અને બનતી તાકીદે રવાના થઈ જાવ.'

તેમની સૂચના મુજબ સાવત તેમના—ભાનુભાઈના રહેઠાણે જવા રવાના થઈ ગયા.

સાવંત રવાના થઈ ગયા પછી થોડી વારે સી. આઈ. ડી. (C. I. D.) સુપરિન્ટેન્ડેન્ટ મિ કોઠારે સાતઆઠ માણસોને લઈને તે મકાનમાં આવ્યા. સાથેના માણસોને સાદાં ઘાટી જેવાં કપડાં પહેરાવવામાં આવ્યાં હતાં. પોતે માથે સાફો બાંધ્યો હોવાથી મહારાષ્ટ્રિયન વેપારી જેવા લાગતા હતા

તે મકાનમાં છોટુભાઈ શાહ નામના બીજા એક ગૃહસ્થ રહેતા હતા. તેમને ત્યાં જઈને મિ કોઠારેએ પૂછ્યું

'છોટુભાઈનું ઘર કયું?'

છોટુભાઈને આ ગૃહસ્થ વેપારી જેવા લાગ્યા સાથેના માણસોને તેમણે તેમના ઘાટી તરીકે માની લીધા પોતાને ત્યાં તો આ લોકો આવ્યા નથી, એમ એમની ખાતરી હતી તે તેમને ત્રીજે માળે આવેલા છોટુભાઈને ત્યાં લઈ ગયા, જ્યાં ભાનુભાઈ વગેરે મીટિંગ ભરીને બેઠા હતા જો છોટુભાઈ શાહને ખબર પડી હોત કે આ સરકારી માણસો છે, તો તે પોતે બતાવવા જાત નહિ. પરંતુ વેપારી જાણીને તેમણે તે ખોલી બતાવી.

જ્યારે શ્રી કોઠારે ત્રીજે માળે છોટુભાઈની રૂમ આગળ આવી પહોંચ્યા ત્યારે ભાનુભાઈ વગેરે પોતાની રૂમનો દરવાજો અડધો ઉઘાડો રાખીને બેઠા હતા.

મિ કોઠારે અને ભાનુભાઈની દૃષ્ટિ મળતાં જ બંને જણા સહજ મલકાઈ ગયા મિ કોઠારે શા માટે આવ્યા છે, એ વાત ભાનુભાઈ સહજમાં સમજી ગયા મિ કોઠારે સહજ હસતાં મુખે બોલ્યા

'ભાનુભાઈ .!'

—અને બાકીના આગળના શબ્દો બોલવાની તેમને જરૂર જણાઈ નહિ ભાનુભાઈ તેમના બોલવાનો અર્થ સમજી ગયા અને વિના આનાકાનીએ તેમની સાથે જવા તૈયાર થયા. તેમની સાથે છોટુભાઈ એન થાઉને પણ લેવામાં આવ્યા.



## [ ૯ ] —ધરપકડની પરંપરા ચાલુ

ભાનુભાઈ તેમ જ છોટુભાઈ એમ શાહને સાથે લીધા પછી ભાનુભાઈના ઘેરથી સામાન લાવવાનો પ્રશ્ન ઊભો થયો હવે તો મિ કોઠારી પણ ભાનુભાઈ સાથે પ્રેમથી વર્તતા હતા સરકારી નોકર હોવાથી હુકમનો અમલ કરવો પડે અને ધરપકડ કરવી પડે પરતુ હવે સ્વેચ્છાએ ધરપકડ કરવાની કે તેમના તરફ એટલે કે કોઈ પણ સ્વયસેવક કે આગેવાન તરફ, કડક રીતે વર્તવાની ભાવના તેમનામાથી ઓછી થઈ ગઈ હતી

દેશની આઝાદી માટે લડતા લોકો માટે હમદર્દી રાખવી જોઈએ, એમ તેમને લાગવા માડયુ હતુ દેશ પણ કોનો? આખરે તો પોતાનો ને!

તેમણે ભાનુભાઈને કહ્યુ

'અહીંથી જતાં જતા તમે તમારો સામાન લઈ લો'

'તમારી સાથે અહીં સબ-ઈન્સ્પેકટર મિ જગન્નાથ છે, તેમને જ મારો સામાન લેવા મોકલી આપો' જવાબમા ભાનુભાઈએ જણાવ્યુ

તેમની વાતને માન્ય રાખીને મિ. કોગરેએ સબ-ઈન્સ્પેક્ટર મિ. જગન્નાથને ભાનુભાઈને ત્યાં સામાન લઈ આવવા માટે મોકલ્યા પોતે બંનેને લઈને રવાના થઈ ગયા.

મિ. જગન્નાથે ભાનુભાઈનું મકાન જોયું હતું તે સીધા મકાન આગળ રામમંદિર પાસે જઈને ઊભા રહ્યા અને ભાનુભાઈના મકાનમાં દૂરથી નજર કરી. રૂમમાં કોઈએક વ્યક્તિ આરામખુરશીમાં બેઠી હોય, એમ જણાયું તે વ્યક્તિને તે ઓળખી ગયા. તે હતા મિ પી. કે. સાવત.

તેમને જોયા પછી તેમણે ઉપર જવાની ઈચ્છા કરી નહિ જો પોતે ઉપર જાય તો સાવતને પકડવા પડે તેમ હતું તેમને પકડવાની તેમની ઈચ્છા નહોતી.

મિ. જગન્નાથ સરકારી નોકર હોવા છતાં, કઈક અંશે કોંગ્રેસવાદી હતા દેશની આઝાદીની લડત માટે તેમને માન હતું બને ત્યા સુધી આઝાદીની લડત અને પકડના લોકો પ્રત્યે તે નરમ વલણ દાખવતા.

તેમણે ભાનુભાઈના ભાઈ શનિવારને નીચે બોલાવ્યા અને ભાનુભાઈનો સામાન આપી જવા જણાવ્યું શનિવારે ઉપર જઈને સાવતને ભાનુભાઈ પકડાયાના સમાચાર આપ્યા અને ભાનુભાઈનો સામાન નીચે આપી ગયા.

પૂ કસ્તૂરબા ગાંધી જ્યારે માંદા હતા ત્યારે ભાનુભાઈએ 'બા અને બાપુ'ના શીર્ષક નીચે એક કાવ્ય 'અચ્યુત'ના ઉપનામે લખ્યું હતું તે કાવ્ય આજે ઉપરોક્ત મીટિંગ વખતે તેમના ગજવામાં હતું જે રાત્રે તેમને પકડવામાં આવ્યા, તે રાત્રે તેમના ગજવા તપાસતા તેમાંથી તે કાવ્ય નીકળ્યું.

તે સમયે શ્રી. અચ્યુત પટવર્ધન ભૂગર્ભમાં હતા. તેમને પકડવા માટે પોલીસ આકાશપાતાળ એક કરી રહી હતી. શ્રી પટવર્ધન એક જાણીતા અને સારા કાર્યકર હતા. પોલીસ તેમને પકડવાની છે, એવા સમાચાર મળતાં તે ભૂગર્ભવાસી થઈ ગયા હતા. તેમને પકડવામાં પોલીસને નિષ્ફળતા પ્રાપ્ત થઈ હતી.

ભાનુભાઈના ગજવામાથી 'અચ્યુત'ના ઉપનામે લખાયેલા કાવ્યવાળો કાગળ મળી આવતાં, પોલીસને લાગ્યું કે 'અચ્યુત' પટવર્ધન વિષે ભાનુભાઈ જાણતા હોવા જોઈએ તે કારણે તેમને બે દિવસ બીજાઓથી અલગ રાખવામાં આવ્યા. જ્યારે બીજાઓને આર્થરરોડ જેલમા મોકલી આપવામાં આવ્યા હતા ત્યારે તેમને સી. આઈ. ડી. (C. I D.) લોકઅપમાં રાખવામાં આવ્યા હતા.

મિ. મોહનલાલ દેસાઈ જાણતા હતા કે આ કાગળમાં જે 'અચ્યુત' શબ્દ વાપરવામાં આવ્યો છે, તે ભાનુભાઈ વિષે જ છે. થોડો સમય તો ત્યાંની રંગત તેમણે જોયા કરી. પછી ધીમે રહીને બોલ્યા:

'તમે હવે જાવ. અચ્યુત ક્યાં છે, તે તે જાણે છે પણ હમણાં નહિ જણાવે.'

દોઢેક માસ જેલમાં રાખ્યા પછી તેમને છોડી મૂકવામા આવ્યા. થોડા સમય બાદ તેમને સમાચાર મળ્યા કે, ફરીથી તેમને પકડવામાં આવનાર છે પરંતુ કયારે પકડવામાં આવશે, એ નક્કી નહિ.

કયારે, કયાં અને કોને પકડવામાં આવશે, એનો અંદાજ કોઈ કાઢી શકતું નહોતું. ગમે તેને ગમે ત્યારે પકડવામાં આવતા અને ગમે તેને ગમે ત્યારે છોડી મૂકવામાં આવતા. એટલે ભાનુભાઈને પોતાની ધરપકડ ફરીથી થનાર-

-છે એવા સમાચાર મળ્યા કે તરત તેઓ થોડો સમય માટે ભૂગર્ભવાસી બની ગયા

તેમના ભૂગર્ભવાસી થયા બાદ ચંદુલાલ શાહ ગોંડફીલવાળા અને રતનશી મામાને પકડી લેવામાં આવ્યા ભાનુભાઈ ભૂગર્ભવાસી હોવાના કારણે પકડાયા નહિ

સાવચેતીપૂર્વક છૂપીરીતે પાછળથી તેઓ મોહનલાલ પરીખને ત્યાં માટુંગા પહોંચી ગયા ત્યાં બેત્રણ દિવસ રહ્યા ત્યાંથી સરકી જવા માટે લીંબડી જવા તૈયાર થયા

બોમ્બે સેન્ટ્રલ સ્ટેશનેથી તેમના માટે નારણભાઈએ પહેલા વર્ગનું રીઝર્વેશન કરાવી લીધુ હતું રીઝર્વેશન બીજાના નામનું કરાવવામાં આવ્યુ હતું માટુંગાથી તેઓ બોરીવલી સુધી લોકલ ટ્રેનમા જવાના હતા અને બોરીવલીથી પોતાની જગાએ બેસવાના હતા આ આખી વાત ગુપ્ત રાખવામા આવી હતી પોલીસ તેમની શોધમાં હતી એટલે સાવચેતી રાખવી આવશ્યક હતી

બોમ્બે સેન્ટ્રલથી બોરીવલી સુધી જો તેમની જગા ખાલી રહે તો શોધ ચલાવી રહેલી પોલીસને શક જાય, એવા સંજોગો હતા એટલે સાવચેતીના પગલાં તરીકે મોહનલાલ પરીખે બોમ્બે સેન્ટ્રલથી બોરીવલી સુધી તે જગા સંભાળી લીધી બોરીવલી આવતા તે નીચે ઊતરી ગયા અને તેમના સ્થાને ભાનુભાઈ ગોઠવાઈ ગયા

વડોદરા સુધી તો નિશ્ચિંતપણે પ્રવાસ થયો વડોદરા આવતાં તેમના ડબ્બામા સી આઈ ડી (C I D)ના બે માણસો ચડયા તેમણે થોડા સમય પછી ભાનુભાઈને કહ્યુ

'હાલમાં ચારેબાજુએ ભયનું વાતાવરણ રહે છે, માટે તમારી પાસે કોઈ પણ શંકાશીલ વસ્તુ હોય તો ફેંકી દેજો.'

જવાબમાં ભાનુભાઈ તદ્દન સ્વસ્થતાથી બોલ્યા:

'મારી પાસે કોઈ વસ્તુ નથી.'

તેમની સ્વસ્થતા જોઈને સી. આઈ. ડી. (C. I. D.)ના માણસોને તેમના માટે કોઈ પણ પ્રકારની શંકા ગઈ નહિ. ભાનુભાઈ તેમને સી. આઈ. ડી. (C. I. D.) તરીકે ઓળખી ગયા હતા તેમને લાગવા માંડ્યું હતું કે, પોતાને તે લોકો ઓળખી ન જાય તો સારું.

થોડીવારે તે લોકો નીચે ઊતરી ગયા. તેમના ગયા પછી ભાનુભાઈને ખાતરી થઈ કે પોતાને ઓળખી જવામાં તે લોકો નિષ્ફળ ગયા છે. આ વાતથી તેમને સંતોષ થયો. આગળનો પ્રવાસ નિર્વિઘ્ને પાર પડ્યો.

સલડી પહોંચીને કંઈક આરામ મેળવવાની તેમની ઇચ્છા હતી પરંતુ ત્યાં પહોંચ્યાને ત્રણચાર દિવસ થયા હશે, ત્યા નારણભાઈ મસાલાવાળાનો મુંબઈથી પત્ર આવ્યો. તેમાં થોડા જ શબ્દોમાં જણાવવામાં આવ્યુ હતું:

'અહીં તમારી ખાસ જરૂર છે માટે જલદી આવો '

પત્ર મળતાં ભાનુભાઈ પાછા મુંબઈ જવા નીકળ્યા શારીરિક થાક ઉતારવા જેટલો પણ સમય તેમને મળી શક્યો નહિ.

મુંબઈ આવ્યા બાદ લગભગ દસેક દિવસમાં ફરીથી તેમને પકડવામા આવ્યા. આ વખતે પણ તેમને લગભગ દોઢેક માસ અટકમાં રાખવામાં આવ્યા. સને ૧૯૪૪માં જ્યારે તેમને છોડી મૂકવામા આવ્યા, ત્યારે લગભગ

બધા જ નેતાઓને મુક્ત કરવામાં આવ્યા હતા. મુંબઈવાળાઓમાં સદોબા પાટીલ વગેરે પણ છૂટી ગયા હતા.

ઘણા ખરા લોકોને છોડી મૂકવામાં આવ્યા હોવા છતાં, સરકારે કૉંગ્રેસને કાયદેસર માન્ય કરી નહોતી. એ કારણે 'મુંબઈ પ્રદેશ કૉંગ્રેસ કમિટી'ના બદલે તે સંસ્થાને 'કૉંગ્રેસ સેન્ટ્રલ બોર્ડ બોમ્બે'ના નામે રાખવામાં આવી. તેનું સંચાલન નગીનદાસ માસ્તરના પ્રમુખપણા નીચે થવા લાગ્યું. એસ. કે. પાટીલ અને ઈશ્વરભાઈ પટેલ તેના સેક્રેટરી નીમાયા. વધારાના ઓરગેનાઈઝીંગ સેક્રેટરી તરીકે ભાનુભાઈને નીમવામાં આવ્યા.

'કૉંગ્રેસ સેન્ટ્રલ બોર્ડ બોમ્બે'ના નામે ચાલુ કરવામાં આવેલી સંસ્થાનું કામકાજ ઝીણા હૉલમાં રાખવામાં આવ્યું કારણ કે તે હૉલ ટ્રસ્ટ હોવાથી, સરકારે તેને પોતાના તાબામાં લીધો નહોતો. કૉંગ્રેસ હાઉસ સરકારના તાબામાં હતું.



## [૧૦] —કૉર્પોરેશનમાં બિનહરીફ ચૂંટાઈ આવ્યા

મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટીનું નામ બદલવામા આવ્યું હોવા છતાં, નવા નામે ચાલતી સંસ્થા પર સરકાર બારીકાઈથી નજર રાખી રહી હતી. યુદ્ધ પણ ચાલુ હતું સરકારની ધરપકડની નીતિ ચાલુ છે કે નહિ, તે સમજી શકાતું નહોતું.

એ અરસામા રતનશી ચાપશી મામાને ત્યાં પીકેટ ક્રોસલેનમાં એક સભા બોલાવવામાં આવી તેમાં 'સી' વોર્ડ અને મુંબઈના કાર્યકરોની હાજરી હતી. પાટીલ પણ હાજર હતા સરકારની ધરપકડની નીતિ ચાલુ છે કે નહિ, તે જાણવા માટે એક જાહેર ધ્વજવંદન રાખવું, એમ એ સભામાં ઠરાવવામાં આવ્યું ઠરાવ તો પસાર કરવામા આવ્યો પરંતુ 'ધ્વજવંદન કરાવે કોણ?' આ પ્રશ્ન ઉપસ્થિત થયો કોઈ તે માટે તૈયાર થયું નહિ

આખરે ભાનુભાઈએ પોતે તે જવાબદારી સ્વીકારવાની તૈયારી દર્શાવી. સૌએ નારાઓના ગડગડાટ વચ્ચે તે વધાવી લીધી

ધ્વજવંદનની જાહેરાત અગાઉથી કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. રવિવાર સિવાય કોઈ દિવસ અનુકૂળ આવે તેમ નહોતું ચાર દિવસ પછી રવિવાર આવતો હતો. તે રવિવાર જાહેર કરવામાં આવ્યો. સ્થળ તરીકે પ્રિન્સેસ સ્ટ્રીટ પર આવેલા કેશવબાગને નક્કી કરવામાં આવ્યો

નિશ્ચિત દિવસે અને સમયે લોકો ત્યાં આવી પહોંચ્યા, આવનાર લોકોનું પ્રમાણ સારા પ્રમાણમાં હતું. ધરપકડ જોવાની ઇંતેજારીના કારણે પણ ઘણા લોકો જમા થયા હતા.

કેશવબાગમાં ધ્વજવંદનનો કાર્યક્રમ શાંતિથી પતી ગયો. ભાષણ પણ પતી ગયું. 'યુદ્ધમાં ભાગ કેમ લેતા નથી' અને 'શા માટે સરકારને સહકાર આપતા નથી,' એ વિષય ત્યાં હાજર રહેલાઓને સારી રીતે સમજાવવામાં આવ્યો.

સૌની ધારણા પ્રમાણે હજી સુધી ભાનુભાઇની ધરપકડ થઇ નહોતી, કદાચ બહાર આવ્યા પછી પણ થાય, એમ લોકો માનતા હતા. બહાર પોલીસ પણ ઊભી હતી.

ધ્વજવંદન અને ભાષણ બાદ ભાનુભાઇ અને અન્ય કાર્યકરો કેશવ બાગમાંથી બહાર આવ્યા. હમણાં જ ભાનુભાઇને પકડી લેવામાં આવશે, એમ સૌને લાગતું હતું તે પોતે પણ તે માટે તૈયાર હતા. પરંતુ આશ્ચર્ય વચ્ચે સૌને જણાઇ આવ્યું કે, ભાનુભાઇને પકડવામાં આવ્યા નથી ભાનુભાઇને પોતાને પણ આ કારણથી આશ્ચર્ય થયું.

સૌ આશ્ચર્ય અનુભવતા ત્યાંથી વિખરાવા લાગ્યા.

થોડાક વખત પછી ભાનુભાઇએ ખાનગીમાં ડેપ્યુટી કમિશનર મિ. મોહનલાલ દેસાઇને ટેલિફોન દ્વારા પૂછ્યું:

'ધરપકડ માટેની તમે તમારી નીતિ બદલી છે કે?'

'નીતિ બદલી પણ છે અને બદલી પણ નથી!' જવાબમાં મિ. મોહનલાલ દેસાઇએ જણાવ્યું

એ જવાબમાં કંઇ સમજી શકાય એમ નહોતું ભાનુભાઇને લાગ્યું કે, 'કેશવબાગ ખાનગી જગ્યા હોવાના કારણે કદાચ પોતાને પકડવામાં આવ્યા ન હોય!'

આ સમયે ગાંધીજી પણ મુંબઈમાં હતા. એકાદ માસ સુધી ખાસ કોઈ મહત્ત્વની ધરપકડનો પ્રસંગ બનવા પામ્યો હોય, એમ જણાયું નહિ.

હવે ગાંધીજીને પણ ટોકનટેસ્ટ કરવાની જરૂર જણાઈ. તેમણે લગભગ પચીસેક સત્યાગ્રહીઓ તૈયાર કર્યા. તેમાંથી ચારચારની ટુકડીઓ રચીને શહેરના જુદા જુદા સ્થળે રવાના કરી તેમાં ભાનુભાઈ અને આબેદઅલીનો પણ સમાવેશ થયો હતો.

હજી પણ ગાંધીજી અને સરકાર વચ્ચે વાટાઘાટો ચાલુ હતી વાટાઘાટો ચાલુ હોવા છતાં, હજી પણ કોંગ્રેસ બિનકાયદેસર જ હતી

આ વખતનો ટોકન સત્યાગ્રહ છેલ્લો સત્યાગ્રહ હતો. સત્યાગ્રહ કરનારા પચીસેપચીસ જણાને પકડી લેવામાં આવ્યા હતા આ સમય સવારનો હતો. પકડાયેલા બધાને ગામદેવી પોલીસસ્ટેશન પર રાખવામા આવ્યા હતા

કંઈક નવીન નીતિની માહિતી મેળવવા માટે આ વખતે એમ ઠરાવ વામાં આવ્યુ કે, આ વખતની ધરપકડ સામે કોર્ટમા કાયદેસરનો બચાવ કરવો. સરકારને જેમ બને તેમ વધુ ઉઘાડી પાડવાનુ ધ્યેય તેમા સમાયેલું હતું

બધાને માટે વકીલો રાકવામા આવ્યા શી રીતે અને કયા મુદ્દા પર બચાવ કરવો, એ પણ નકકી કરવામા આવ્યુ. પરંતુ આશ્ચર્યની વાત તો એ બની ગઈ કે, સાંજે બધાને છોડી મૂકવામા આવ્યા કોર્ટમા બચાવ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ સૌને આથી આશ્ચર્ય પણ થયું

સને ૧૯૪૨ પછીનો અને સને ૧૯૪૪ની આખરનો આ છેલ્લો સત્યાગ્રહ હતો આ સત્યાગ્રહ એ સમયનો છેલ્લો હોવા છતાં, કોઈ શાંત તો બેસી રહ્યુ નહોતું

પાછી રચનાત્મક પ્રવૃત્તિઓ શરૂ થઈ ગાંધીજી એ વખતે બીરલા હાઉસમા હતા. વાટાઘાટો બાદ અને સરકારની નીતિમાં ફરક પડતાં, સરકારે

કોંગ્રેસને કાયદેસર જાહેર કરી કોંગ્રેસ કાયદેસર થતા કોંગ્રેસ હાઉસ પરનો સરકારી કબજો ઉઠાવી લેવાયો અને તે કોંગ્રેસને પરત કરવામાં આવ્યું

સને ૧૯૪૪ની આખરમા ફરીથી પાછા ભાનુભાઇ 'સી' વોર્ડના સેક્રેટરી તરીકે કામ કરવા લાગ્યા પ્રમુખ તરીકે ભવાનીશંકર ઓઝા હતા.

એ સમયે 'સી' વોર્ડના કોરપોરેટર ડૉ. જીહાલાલ વોરા હતા તે ગુજરી જવાથી તેમની જગા ખાલી પડી ખાલી પડેલી જગા માટે પેટાચૂટણીઓની તૈયારીઓ થવા લાગી જગા એક જ હતી અને ઉમેદવારો અનેક હતા. બી પી. સી સી પાસે આઠ જણાએ ટિકિટની માગણી કરી હતી તેમા આબિદ અલી, જાફરભાઈ, ઇશ્વરભાઇ પટેલ કે જેઓ બી પી સી સી ના સેક્રેટરી હતા, ભવાનીશંકર ઓઝા અને ભાનુભાઈ વગેરેનો સમાવેશ થતો હતો

કે કે શાહે આ વખતે ઉદારતા અને નિષ્પક્ષપાત દર્શાવતા કહ્યું.

'આ વખતે ખાસ ભાનુભાઈનો હક્ક લાગે છે એમના હક્કમાં કોઈએ આડ આવવુ મને યોગ્ય નથી લાગતું '

કે કે શાહનો આવો અભિપ્રાય જાણીને સૌને લાગ્યુ કે,'જો ભાનુભાઈનો હક્ક લાગતો હોય તો તેમને જ ચાન્સ મળવો જોઈએ '

આ કારણથી બી પી સી સી ના માથે જવાબદારી આવીને ઊભી રહી. આથી તેણે સીલેકશન માટે ત્રણ જણાની એક સબકમિટી રચી તે કમિટીમાં ગણપતિશંકર દેસાઈ, દાદા પણેકર અને રતનશી ચાપશી (મામા)ને નીમવામા આવ્યા.

ઉપરોકત ત્રણે જણા અનુભવી અને જૂના કાર્યકરો હતા. તેમણે ખૂબ વિચારાન્તે ભાનુભાઈનુ નામ નક્કી કર્યું.

બી. પી. સી. સી એ તે નિર્ણયને વધાવી લઈને ભાનુભાઈને ટિકિટ આપવાનું નક્કી કર્યું. તેનો અમલ કરવા જતાં એક મુશ્કેલી આવીને ઊભી રહી. એ મુશ્કેલી કાયદાની દૃષ્ટિએ સામાન્ય નહોતી. કાયદો એવો હતો કે ટિકિટ લેનાર વ્યકિતના નામે તેની પોતાની જગા હોવી જોઈએ, એટલે કે ભાડાનું બીલ તેના જ નામે હોવું જોઈએ.

મત આપવાનો અધિકાર પણ તે સમયે તે જ પ્રમાણે હતો. જેના નામનું ભાડાનું બીલ હોય તે જ મત આપી શકે.

ઉપરાંત, જો કોઈ કંપની રજિસ્ટર્ડ હોય તો કંપનીએ નક્કી કરેલા તેના પ્રતિનિધિને મત આપવાનો અધિકાર રહેતો.

ભાનુભાઈની રૂમ તેના પિતાશ્રીના નામે હતી એ કારણે બીલ પણ તેમના પિતાશ્રીના નામનું આવે, એ સ્વાભાવિક હતું.

બાબુભાઈ ચીનાઈ અનુભવી, સારા કાર્યકર અને દીર્ઘદૃષ્ટિવાળા હતા. તેમણે એક નવીન દૃષ્ટિ દોડાવી ને ભાનુભાઈને ટિકિટ મળી શકે એવો સુલભ માર્ગ શોધી કાઢ્યો. અનેક જગ્યાએ અને અનેક કંપનીઓમાં જઈ તેમણે પોતાની લાગવગથી એકાદ કંપનીમાં ભાનુભાઈને ભાગીદારીમાં લેવડાવવાના પ્રયત્નો કર્યા. તેમના સતત પ્રયત્નો છતાં, તેમને સફળતા પ્રાપ્ત થઈ શકી નહિ પરંતુ તેમણે શોધી કાઢેલો દૃષ્ટિકોણ અત્યંત ઉપયોગી નીવડ્યો.

એ અરસામાં દાઊદભાઈ તૈયબઅલી શેઠાડ નામથી નાદલાલ મહેતા સાથે હાર્ડવેરની દુકાનમાં ભાગીદારીથી જોડાયા હતા. દુકાનનું નામ ટી. એન. મહેતા એન્ડ કંપની ચાલતું હતું.

આ કંપનીમાં જોડાયા એ અગાઉ ભાનુભાઈ રજબઅલીને ત્યાં નોકરી કરતા હતા. ત્યાંથી છૂટા થતા તેમને આ ભાગીદારીનો લાભ મળી ગયો હતો.

ભાનુભાઈને અને હરિદાસભાઈને સારા સંબંધો હતા. ઉપરાંત, હરિદાસભાઈને ભાનુભાઈ માટે સાચી લાગણી પણ હતી. આ કારણથી તેમને ભાનુભાઈને પોતાની કંપનીમાં ભાગીદારીમાં લેવાની યોજના ગમી ગઈ. પોતે કબૂલ કર્યા પછી આ વાત તેમણે તેમના ભાગીદાર નંદલાલ મહેતાને કહી. ઉપરાંત, ભાનુભાઈ પણ નંદલાલ મહેતાને મળ્યા. સામાન્ય વાતચીત કર્યા બાદ નંદલાલ મહેતાને લાગ્યું કે, ભાનુભાઈને ભાગીદારીમાં લેવામાં વાંધા જેવું નથી એટલે તેમણે એ વાત આનંદથી સ્વીકારી લીધી.

તરત જ રૂપિયા ત્રીસનો સ્ટેમ્પ મંગાવીને ભાનુભાઈને વર્કિંગ પાર્ટનર તરીકે ભાગીદારીમાં લીધાનો દસ્તાવેજ કરવામાં આવ્યો. દસ્તાવેજ તૈયાર થયો, જે કોર્પોરેશનના ઇલેક્શન ખાતામાં આ બાબતની જાણ કરવામાં આવી.

આ કાર્યમાં મોહનલાલ પી. પરીખ અને ભૂપેન્દ્રનાથ ત્રિવેદી (સંગ્રામપુવાળા)એ સારી જહેમત ઉઠાવી હતી.

ભાનુભાઈનું ઉમેદવારીપત્રક ફાઈલ થયું કે તરત જ પી. ટી. શામદાસાનીએ પોતાની ઉમેદવારી તેમની સામે નોંધાવી.

પી. ટી. શામદાસાનીને ટેક્નિકલ કાયદાનું સારું જ્ઞાન હોવાથી જ્યારે જ્યારે તેઓ હારી જતા ત્યારે ત્યારે તે સમયના કેસ કરાવીને વારંવાર કોર્પોરેટરોને હેરાન કરતા. આ પ્રકારે લોકોને હેરાન કરવાની બાબતમાં તેઓ બહુ જ પ્રખ્યાત હતા. પોતે સિંધી હતા અને કાયદાની બાબતમાં વિશેષ પ્રવીણ હતા

સેન્ટ્રલ બેંક સામે લડવામાં પણ તેમણે કચાશ રાખી નહોતી. સિમા કંપની તેમજ અન્ય અનેક કંપનીઓનો એકાદ શેર ખરીદી લઈને વારંવાર તે લડયા જ કરતા. તકરારની બાબતમાં તેઓ તો જાણીતા તો હતા જ, પરંતુ સેન્ટ્રલ બેંકવાળા કેસમાં તો તેઓ ખૂબ જ જાણીતા થઈ ગયા હતા

એસ. કે. પાટીલ તે સમયે કોર્પોરેશનમાં પાર્ટી સેક્રેટરી હતા. શામદાસાની તેમના મિત્ર હતા.

ટી રૂમમાં એટલે કે ચાપાણી પીવાની રૂમમાં પાટીલે ભાનુભાઈને બોલાવ્યા. ભાનુભાઈ જ્યારે ત્યાં ગયા ત્યારે શામદાસાની ત્યાં બેઠેલા હતા. પાટીલે શામદાસાનીને સમજાવીને ભાનુભાઈની સામેથી ખસી જવાનુ કહ્યું, પરંતુ શામદાસાનીએ તેમની તે વાતને સ્વાકારી નહિ.

પાટીલને લાગ્યુ કે કોકડું ગૂંચવાયેલું છે. બધાની સામે બેસીને તે ઉકલે તેમ નથી આને માટે એકાંતની જરૂર છે. પહેલાંથી જ મુત્સદ્દી તો ખરા જ ઉપરાત, સામી વ્યકિત પાસેથી કળે કળે કામ કેમ કઢાવી લેવું, એ આવડત પણ ખરી.

પોતે ઊઠીને ત્યાંથી બહાર ચાલ્યા ગયા. એકાદ કલાક બાદ જ્યારે પાછા ફર્યા ત્યારે પણ શામદાસાની ત્યાં જ બેઠેલા હતા. બંને એકબીજાની સામે જોઈને મલકાઈ ગયા પછી પાટીલે ધીમે રહીને ફરીથી તે જ વાતનો ઉલ્લેખ કરતાં શામદાસાનીને પૂછ્યુ.

'તો પછી શો વિચાર કર્યો તમે ?'

'શી બાબતનો?' જાણે પોતે કઈ જ ન જાણતા હોય, તેમ શામદાસાનીએ સામો સવાલ કર્યો

'મારે તમને ફરીથી કહેવાની જરૂર હોય નહિ.' પાટીલ બોલ્યા.

'હં..હં.. તમે મને ભાનુભાઈની સામેથી ખસી જવાની બાબતમા પૂછો છો ?' શામદાસાનીએ પ્રશ્ન કર્યો.

'એ સિવાય અત્યારે કયો વિષય હોઈ શકે?' પાટીલે પણ એ રીતે ઠંડો પ્રશ્ન કર્યો.

'સમજ્યો. પણ જુઓ પાટીલ સાહેબ!' શામદાસાની કહેવા લાગ્યા, 'આ બાબતમાં આપણે વધુ ઊંડા ન ઊતરીએ તો ઠીક.'

'કેમ?'

'હું ખસી જવા ઇચ્છતો નથી અને તમે મારા પર દબાણ કરો, તેનો કંઈ અર્થ નથી.'

'ભલે, જેવી તમારી મરજી.' પાટીલ સ્વસ્થતાથી જાણે આ બાબતનું કંઈ જ મહત્ત્વ ન હોય એમ બોલ્યા. 'પરન્તુ તમે જાણો તો છો જ કે, જ્યારે જ્યારે તમે ઊભા રહ્યા છો, ત્યારે ત્યારે હાર્યા જ છો.'

'તેમાં એક હાર વધારે.' શામદાસાની બોલ્યા.

'પરન્તુ આ હાર પહેલા જેવી નહિ હોય!'

'ત્યારે?'

'તમારી સામે કોણ ઊભું છે, એ જાણો છો ને?'

'ભાનુભાઈ.'

'કેવળ ભાનુભાઈ જ નહિ પરન્તુ એક છોકરો. અને જો તમે આ છોકરાની સામે હારી જશો તો તમારી આબરૂ કોડીની પણ નહિ રહે.' નિશ્ચિતપણે પાટીલ બોલ્યા.

પાટીલના શબ્દોએ શામદાસાનીને વિચાર કરતા કરી દીધા. થોડાક સમય બાદ તે બોલ્યા:

'પાટીલ સાહેબ, તમારી ઈચ્છા છે તો હું ખસી જાઉં છું.'

પાટીલના હોઠે શબ્દો આવી તો ગયા કે, 'મારા કહેવાથી નહિ પરન્તુ છોકરાની સામે હાર થાય તો આબરૂ ખલાસ થઇ જાય, એ બીકે તમે ખસી જાવ છો.' પરન્તુ તે બોલ્યા નહિ કારણ કે વળી પાછી કોઇ ચર્ચા ઊભી થાય, તો નવેસરથી દાવ ખેલવો પડે.

અગમચેતી અને કાબેલિયત પાટીલને નાનપણથી જ વરેલાં. તેમણે તરત જ પોતાના ખીસામા રાખેલુ ફોર્મ બહાર કાઢ્યુ અને વિના વિલંબ શામદાસાનીની તેમાં સહી લઇ લીધી.

શામદાસાની ખસી જવાથી ભાનુભાઇ એ ચૂંટણીમા બિનહરીફ ચૂંટાઇ આવ્યા



## [ ૧૧ ] —પ્રમિલાબહેન સાથે લગ્નગ્રંથિથી જોડાયા

કોંગ્રેસ 'ગ્રી' વોર્ડની જગા છોટાલાલ મેન્શનમાં હતી. તે જગાના માલિક દામોદરદાસ આણંદજીની કુપનીવાળા રૂપિયા ઓગણપચાસનું બીલ 'ગ્રી' વોર્ડની ઓફિસના નામનું બનાવતા હતા પરન્તુ ભાડુ લેતા નહોતા.

ભાનુભાઈ વગેરે જ્યારે જેલમાં ગયેલા ત્યારે પોલીસ વારંવાર કંપનીને પૂછ્યા કરતી:

'આ જગાનું ભાડું વગેરે કોણ ભરે છે?'

'કંપનીવાળા વારંવાર કેટલું ખોટું બોલે? આખરે તેમણે ગોલ્ડફીલ્ડવાળા ચંદુલાલ શાહને કહીને તેમના તરફથી એ જગામાં ચારપાંચ જણાને બેસાડવા લાગ્યા.

સને ૧૯૪૪માં ભાનુભાઈ જ્યારે છૂટીને આવ્યા ત્યારે તે જગા તેમને મળી શકી નહિ. એમ થતાં તેમણે કાલબાદેવી પર આવેલા કોટન એક્સચેન્જની બાજુમાં રાજારામ ત્રિવેદી અત્તરવાળાની દુકાને બેસીને 'ગ્રી' વોર્ડની ઓફિસનું કામકાજ કરવા માંડ્યું.

આમ થવાથી અનેક લોકો ત્યાં આવવા લાગ્યા ત્રિવેદીને તેમની દુકાનમાં તકલીફ પડે એ વાત પણ વિચારવા જેવી હતી. ત્રિવેદી પોતે અગવડ-સહન કરી લઈને પણ 'સી' વોર્ડનું કામકાજ ચાલવા દેતા હતા.

ત્યાર બાદ તેમની મુશ્કેલીનો ખ્યાલ કરતાં ભાનુભાઈએ થોડા સમયમાં કાલબાદેવી પર આવેલી સ્વદેશી મારકેટના બોર્ડની ઑફિસમા બેસવાનું રાખ્યું: આ વખતે ભાનુભાઈ તે વોર્ડના સભ્ય હતા.

થોડા સમય બાદ કાલબાદેવી પરના ચંદનમલ મેન્શનમાંની હિંડોચા ફાર્મસીવાળી જગા હિંડોચા પોતે ગુજરી જવાથી પુરુષોત્તમદાસ મીઠાઈવાળાએ ખરીદી લીધી પુરુષોત્તમદાસ એ વખતે 'સી' વોર્ડના ખજાનચી હતા તેમણે ખરીદી લીધેલી જગામાની એક ઓરડી 'સી' વોર્ડની આફિસ માટે કાઢી આપી તેની બાજુની બીજી એક ઓરડી દવાખાના માટે કાઢી આપી. પાછળનો ભાગ હિંડોચા ફાર્મસીવાળાની છોકરીને રહેવા માટે આપ્યો

એકાદ વર્ષ 'સી' વોર્ડની ઑફિસ ત્યાં રાખવામા આવી હશે ! તે દરમિયાન કાલબાદેવી પર આવેલુ 'વાઘવાડી'વાળુ નવુ મકાન તૈયાર થતાં સરકાર દ્વારા તેમા જગા મેળવી લેવામા આવી અને ઑફિસ ત્યા ખસેડવામાં આવી.

કહેવાની જરૂર નથી કે, આ સમયે કોંગ્રેસને સરકારે માન્ય રાખી હતી.

સને ૧૯૪૫ની શરૂઆતમા કસ્તૂરબા ગાંધી અને મહાદેવભાઈ દેસાઈના સ્મારકફંડ કમિટીના મુંબઈ માટેના સેક્રેટરી ભાનુભાઈ નીમાયા હતા.

તેમની એકધારી નિષ્ઠાભરી કામગીરીને કારણે તેઓ વધુ ને વધુ લોકપ્રિય બનતા ગયા જૂના કાર્યકર્તાઓ પણ તેમના તરફ આકર્ષાવા લાગ્યા.

થોડા સમય બાદ એટલે કે સને ૧૯૪૫–૪૬માં બી. પી. સી. સીમાં તેઓ એસ્ટેટ કમિટીના અને નાણાબાબતના સેક્રેટરી બન્યા. લગભગ સને ૧૯૪૬ની શરૂઆતમાં તેઓ એ. આઇ. સી. સીમાં ચૂંટાઇ આવ્યા.

કે. કે. શાહ એ વખતે 'સી' વોર્ડના પ્રમુખ હતા. તેમની સાથે ભાનુભાઇને સારો અને પ્રેમભર્યો સંબંધ હતો. કે. કે. શાહે ભાનુભાઇને કહ્યું:

'તમે 'સી' વોર્ડના પ્રમુખ બનો અને હું ખજાનચી બનું.'

'એમ કહીને તેમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. તેમના રાજીનામાથી ખાલી પડેલી જગા પર ભાનુભાઇ પ્રમુખ તરીકે આવ્યા. કે. કે. શાહ ખજાનચી બન્યા.

સને ૧૯૪૪માં જ્યારે ભાનુભાઇ જેલમાંથી છૂટીને આવ્યા હતા ત્યારે તેમના પિતાશ્રીએ તેમનો વેવિશાળ દેશમાં તેમની જાણ બહાર કરેલો. ભાનુભાઇને તે વેવિશાળ મંજૂર નહોતો. પિતાના મનને વાણી દ્વારા દુભાવવાની તેમની ઇચ્છા પણ નહોતી. આ કારણથી તેમણે પોતાના પિતાશ્રીને કહ્યા વિના જ મુંબઇમાં આર્યસમાજવિધિ પ્રમાણે પંદરમી જૂન ૧૯૪૬ના રોજ પ્રમિલાબહેન સાથે લગ્ન કરી લીધાં. બંને જણા ઘણા વર્ષોના સમયથી સહકાર્યકર તરીકે સાથે કામ કરતાં હોવાથી, એકબીજાને સારી રીતે સમજી શકયાં હતાં.

પ્રમિલાબહેન અને ભાનુભાઇ પેટા જ્ઞાતિ જેવાં ગણાય! કારણકે પ્રમિલા બહેન ખંભાતનાં અને ભાનુભાઇ સૌરાષ્ટ્રના. બંને બ્રાહ્મણ જ્ઞાતિનાં તો ખરાં જ એટલે જ્ઞાતિનો કે ધર્મનો કોઇ પણ પ્રશ્ન ઉપસ્થિત થતો નહોતો.

લગ્નપ્રસંગ બહુ જ સાદાઇથી પાંજરાપોળમાં આવેલી કપોળવાડીમાં ઉજવાયો હતો. કન્યાદાન સી. પી. ટેન્કવાળા નારણદાસ મસાલાવાળાએ આપ્યું

હતું. લગ્નપ્રસંગ વખતે નગીનદાસ માસ્તર, કે. કે. શાહ, ગણપતિશંકર દેસાઈ, દાદા પરુળેકર, સોફિયાખાન વગેરે હાજર હતા.

જ્યારે આ લગ્ન થયું ત્યારે શરૂઆતમાં તો પ્રમિલાબહેનના પિતાશ્રી મોહનલાલ પંડયાને લાગેલું કે, 'પુત્રીએ ગોતેલું આ સ્થાન યોગ્ય નથી.' પરન્તુ થોડા જ સમયમાં તેમને સમજાઈ ગયું કે, 'પુત્રીએ બહુ જ વાજબી કર્યું છે.'

અને તેથી તેમણે પુરોહિતમાં રીસીપ્શન ગોઠવીને સારી પાર્ટી આપી: પાર્ટીમાં ખંભાતના નવાબ વગેરેને આમંત્રણ અપાયાં હતાં. નવાબે તેનો સ્વીકાર કર્યો હતો અને પોતે તેમાં હાજર રહ્યા હતા. ઉપરાંત, તે વખતના મુંબઈના મેયર મહમદભાઈ રવજી, એસ. કે. પાટીલ, કે. કે. શાહ, ગણપતિશંકર દેસાઈ, નગીનદાસ માસ્તર કે જેઓ તે વખતે બી. પી. સી. સી.ના પ્રમુખ હતા. 'સી' વોર્ડના બધા જ કાર્યકરો અને પ્રતિષ્ઠિત વેપારીઓએ પણ તેમાં હાજરી આપી હતી.

ઉપરોક્ત લગ્ન થયાં ત્યાં સુધી ભાનુભાઈ ગુલાલવાડીવાળા મકાનમાં રહેતા હતા. લગ્નને દિવસે સાંજે રીજ રોડ પર ચુનીલાલ ભાઈચંદ પોતાના જે બંગલામાં રહેતા હતા, તે જ બંગલાની બાજુમાં આવેલા તેમના જ બંગલામાં એટલે કે ચુનીલાલ ભાઈચંદના બંગલામાં રહેવા ગયા. આ બંગલો એ સમયે પુરુષોત્તમદાસ મીઠાઈવાળાના તાબામાં હતો. તેમણે તે ભાનુભાઈને વાપરવા આપ્યો.



## [૧૨] —અનેક સંસ્થાઓ સાથે જોડાતા રહ્યા

આ સામે કોમી રમખાણોનો પવન ફૂંકાતો જતો હતો. અવારનવાર આ ઘટના બન્યા કરતી હતી. તે કારણે સરકારે ભાનુભાઈને ઓનરરી મૅજિસ્ટ્રેટ અને જે. પી. બનાવ્યા હતા. રમખાણો વખતે ઓનરરી મૅજિસ્ટ્રેટોની ખાસ જરૂર પડતી હતી.

ગણપતિશંકર દેસાઈ પણ ઓનરરી મૅજિસ્ટ્રેટ હતા.

એક સમયે તે ગોળપીઠ પર ફરજ પર હતા. હાલમાં જ્યાં બુદ્ધદેવ મીઠાઈવાળાની દુકાન છે, ત્યાં પહેલાં રામવિજય હોટલ હતી. ત્યાં આજુ-બાજુમાં એક મુસ્લિમને છરી મારવામાં આવી. છરી કોણે મારી એ ખબર પોલીસને નહોતી. ખબર ન હોવા છતાં ગમે તેને પકડી લેવામાં પોલીસ તત્પર રહેતી. પોતાને ખબર ન હોવા છતાં પોલીસે હોટલના માણસોને પકડયા. ગણપતિશંકર દેસાઈએ પોલીસને જણાવ્યું:

'આ કાર્ય આ હોટલના માણસોનું નથી.'

એટલામાં ડેપ્યુટી પોલીસ કમિશનર મિ. લોંગમેન્સ ફરતા ફરતા ત્યાં આવી ચડયા. તેમણે આ વાત જાણી અને ગણપતિશંકરનું અપમાન કર્યું. આથી ગણપતિશંકરને અત્યંત માઠું લાગ્યું.

તેમણે રિલીફ કમિટીની ઓફિસમાં આવીને આ ઘટનાની વાત કરી. એ વખતે રિલીફ કમિટી સારું કાર્ય કરી રહી હતી. ભાનુભાઈથી ગણપતિશંકરનું થયેલું અપમાન સહન થઈ શક્યું નહિ તેમણે પોતાના બંને હોદ્દાનું —ઓનરરી મેજિસ્ટ્રેટ અને જે. પી. નું રાજીનામું આપ્યું. ઉપરાંત, તેમણે તેમ જ ગણપતિશંકરે તે વખતના ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટ મિ. બ્રાઉન પર આ ઘટના બાબતમાં પત્ર લખ્યો. અન્યાય, અપમાન કે ઢીલમ પડનાં જતાં કાર્યો માટે તત્કાળ પગલા ભરવાનું તે ચૂકતા નહિ

આ વખતે કોંગ્રેસ સોસ્યાલીસ્ટ પાર્ટી (C. S. P.) પક્ષના મેહેરઅલી અને કૃષિકપક્ષ તેમ જ કૃષિકપ્રજા પક્ષના આચાર્ય કૃપલાણીએ મળીને પ્રજા સમાજવાદી પક્ષ (P. S P.) સ્થાપ્યો.

ઉપરોકત પક્ષ સ્થપાયા બાદ મેહેરઅલીએ પોતાના પક્ષમા જોડાઈ જવા માટે ભાનુભાઈ પર દબાણ કરેલું. પરંતુ ભાનુભાઈ વારંઘડિયે નવા પક્ષ સ્થાપવામાં કે. પક્ષની અદલાબદલી કરવામાં માનતા નહોતા. તે મેહેર અલીના દબાણને સ્વીકારી શકયા નહિ અને કોંગ્રેસને જ વળગી રહ્યા

સન ૧૯૪૭માં જ્યારે દેશ આઝાદ થયો ત્યારે ભાનુભાઈ 'સી' વોર્ડના પ્રમુખ હતા.

કેટલાક સમય બાદ ગણપતિશકર દેસાઈ, દાદા પુરૂળેકર, શ્રીલાલ ભટ્ટ અને ભાનુભાઈએ મળીને બીજી એક નવી સંસ્થા સ્થાપી તેનું નામ રાખવામાં આવ્યું 'જન સેવા સંઘ' એને રજિસ્ટર્ડ સંસ્થા બનાવવામાં આવી. તેના પ્રમુખપદે દાદા પરૂળેકરને નીમવામા આવ્યા ભાનુભાઈને સેક્રેટરી પદ સોંપવામાં આવ્યું ,

એ સમયે સરકાર તરફથી કેટલાંક દૂધ કેન્દ્રો ચલાવવામાં આવતા હતાં. તે દૂધ કેન્દ્રો હવે સંસ્થા ચલાવવા લાગી. એ કાર્યમાંથી કમિશનરૂપે જે

કંઈ મળતું, તેમાથી સાર્વજનિક કાર્યો થવા લાગ્યાં સંસ્થાના કાર્યકરોની કુશળતા અને કામ કરવાની ધગશને કારણે તે વધુ મજબૂત બની થોડાંક વર્ષો સુધી તો આ કાર્યમાથી મળતા કમિશનમાંથી અમુક ભાગ 'સી' વોર્ડ કોંગ્રેસ કમિટીને આપવામા આવતો હતો તેમાથી એ વોર્ડનો કારભાર ચાલતો હતો

એ સસ્થા–જન સેવા સઘ હજી પણ ચાલુ છે ભાનુભાઈ, ડૉ નગીનદાસ, દાદા પુરોહિત વગેરે તેના આજીવન સભ્યો છે તેની મુખ્ય ઑફિસ ગજદર પાર્ક પર આવેલી છે તેના તરફથી હજી પણ દૂધનાં કેન્દ્રો ચાલી રહ્યાં છે

લોકોને સહકાર આપવા માટે અને તેના જીવનધોરણને ઊંચા લાવવા માટે કન્ઝ્યુમર્સ સોસાયટીઓ સ્થાપવાની શરૂઆત કરવામા આવી

શરૂઆતમા કુભારવાડા તેમજ ખારાતળાવ પર કન્ઝ્યુમર્સ સોસાયટીઓ સ્થપાઈ જે હજી પણ ચાલુ છે એમાં ઠીક ઠીક પ્રમાણમાં નફો થવા લાગ્યો તે નફામાથી ખારાતળાવ વિભાગમા આવેલી બારા ઈમામ સ્ટ્રીટમા તાલુકા કોંગ્રેસ કમિટીની ઑફિસ ખોલવામાં આવી ઉપરાંત કુભારવાડા વિભાગમા કુભારવાડા ત્રીજી ગલીમા આવેલા રામજી મંદિરમા તાલુકા કોંગ્રેસ કમિટીની ઑફિસ ખોલવામા આવી તે બને ઑફિસોનો ખર્ચ આ સોસાયટીઓની આવકમાથી અપાતો હતો

ભાનુભાઈ તે બંને સોસાયટીઓના પ્રમુખ હતા પાર્ટ ટાઈમ તરીકે તેઓ આ સોસાયટીઓમા સમયનો ભોગ આપતા

વિઠ્ઠલવાડીમા આવેલી મટકાગલીમા 'ઉત્તર ભારતીય શ્રમજીવી સહયોગ ભડાર' સ્થાપવામાં આવ્યો આ ભડારની સ્થાપના ભાનુભાઈએ કરી અને ડૉ કૈલાસ વગેરે તેમા જોડાયા ભંડાર ખાસ કરીને માર્કેટના વેપારીઓ વગેરેનો હતો

કોલભાટ લેનમાં આવેલ કાપડબજાર કન્ઝયુમર્સ કો-ઓપરેટીવ સોસાયટી કે જે હાલમા પણ ચાલુ છે તેના પ્રમુખસ્થાને તે સમયે ભાનુભાઈ હતા.

ખરીરીતે આ સંસ્થાના સ્થાને પહેલા કાપડના વેપારીઓની ગુમાસ્તાઓ માટે સસ્તા ભાવે અનાજ વેચવાની દુકાન હતી તેના મુખ્ય કાર્યકર્તા રતનશી મામા હતા દુકાન બરાબર ચાલતી ન હોવાથી તેમણે તે દુકાન બંધ કરવાનો વિચાર કરેલો ભાનુભાઈના કાને આ વાત આવતા, તેમણે રતનશી મામાને સમજાવીને કહ્યુ

'મારા સાભળવામા આવ્યુ છે કે, તમે આ દુકાન સંકેલી લેવા માગો છો જો એ વાત ખરી હોય તો કાપડબજારના ગુમાસ્તામડળને તે સોપી દો તે લોકો તેને વ્યવસ્થિત રીતે ચલાવશે અને તેમને આશરો પણ રહેશે '

રતનશી મામાને તેમા કાંઈ પણ વાધો નહોતો પોતે બરાબર ચલાવી શકતા નહોતા, એ જ પ્રશ્ન હતો તેમણે ભાનુભાઈના કહેવાથી તે દુકાન ગુમાસ્તામડળને સોપી દીધી ભાનુભાઈએ ત્યાં કન્ઝયુમર્સ સ્ટોર્સ સ્થાપ્યો સૌના આગ્રહથી તેઓ તેના પ્રમુખ બન્યા

હવે ચળવળ વગેરે સમાપ્ત થયેલ હોવાથી લોકસેવા જ કરવાની બાકી રહી પોતે પોતાના સમયનો ભોગ બીજાઓની મુશ્કેલીઓ ટાળવામાં કરવા લાગ્યા ઠેરઠેર કન્ઝયુમર્સ સ્ટોર્સ અને લોકોપયોગી સસ્થાઓ સ્થપાવા લાગી

સી પી ટેન્ક પર આવેલી 'સી પી ટન્ક કન્ઝયુમર્સ સોસાયટી'ના પણ થોડા સમય માટે ભાનુભાઈ પ્રમુખ બન્યા હતા તેમનુ નામ અને કામ એટલા બધા પ્રસિધ્ધ બની ગયા હતા કે ગમે તે માણસ ગમે ત્યારે ગમે તે કામ માટે તેમની પાસે આવી જતો

વાડીબંદરના કામદારોએ પણ એક કોઓપરેટીવ સોસાયટી સ્થાપી અને તેનું પ્રમુખપદ સ્વીકારવા માટે ભાનુભાઈને વિનંતી કરી. ભાનુભાઈએ તે વિનંતી માન્ય રાખી અને તે સોસાયટીના તેઓ પ્રમુખ બન્યા

એ અરસામાં 'મુંબઈ રાષ્ટ્રીય ગુમાસ્તા સંઘ'ની પણ સ્થાપના થઈ આ સંઘ કોંગ્રેસના ધારાધોરણને માનનારો હતો તેના વિચારો રાષ્ટ્રીય હતા તેના કાર્યકર્તાઓ પણ સારા હતા ભાનુભાઈ તે સંઘના જનરલ સેક્રેટરી નીમાયા એ વખતના બી પી. સી સી.ના સેક્રેટરી પુરુષોત્તમદાસ ઠક્કર આ સંઘના પ્રમુખ બન્યા.

'ગવર્નમેન્ટ હોસ્પિટલ કામદાર સંઘ' પણ એ સમયે અસ્તિત્વમા આવ્યો હતો તે સંઘના પ્રમુખ પણ ભાનુભાઈ હતા કાલબાદેવી અને ગુલાલવાડીના તિજોરીવાળાના કામદારોની પણ એક સસ્થા સ્થપાઈ હતી તેના પ્રમુખ ભાનુભાઈ હતા સેક્રેટરી તરીકે મોહનભાઈ પરીખ હતા

તે સસ્થાના કામદારોની કેટલીક વાજબી માગણીઓ સતત ચાલ્યા કરતી હતી. પરંતુ તેમને દાદ મળતી નહોતી મોહનભાઈને લાગ્યુ કે આ માગણીઓ વાજબી હોવાથી તેનો અમલ કરાવવો જરૂરી છે તે માટે તેમણે ઉપવાસ પણ આદર્યા. ઉપવાસના ચોથા દિવસે કામદારોની માગણીઓ મંજૂર થઈ આ કારણથી બીજી અનેક સસ્થાઓમા પણ ચેતન આવ્યું

'મ્યુનિસિપાલિટી ગાર્ડન કામદાર સંઘ' પણ અસ્તિત્વમા આવી ચૂક્યો હતો. તેના પ્રમુખ પણ ભાનુભાઈ જ હતા

, આ રીતે અનેક સંસ્થાઓના પ્રમુખ તેમ જ સેક્રેટરી બનવાથી તેમનો સમય ક્યાં પસાર થતો હતો, તે જ જણાતું નહોતું



[ ૧૩ ]

## —અવનવા રંગ

હવે પાછો રાજકારણમાં એક નવો જ પલટો આવવા લાગ્યો. સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયા પછી દેશી રાજ્યોને સંઘરાજ્યમાં ભેળવી દેવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. આ પ્રશ્નને લગતી પહેલ સૌરાષ્ટ્રવાસીઓએ કરી. આમેય સૌરાષ્ટ્ર અને ગુજરાત આવી બાબતોમાં આગળ પડતો ભાગ લેતા આવેલ છે.

આ પ્રશ્નની વિચારણા માટે 'ભાવનગર પ્રજા પરિષદ'ની સભા સને ૧૯૪૮ની શરૂઆતમાં મોરારબાગમાં ભરવામાં આવી. તે સભાના પ્રમુખસ્થાને મોતીચંદ કાપડિયાને નીમવામાં આવ્યા. પ્રજા પરિષદના ઉપપ્રમુખ ભાનુભાઇ હતા.

સભામાં નક્કી કરવામાં આવ્યું કે, ભાવનગર રાજ્યે એટલે કે ભાવનગરના મહારાજાએ પોતાની પ્રજાને જવાબદાર તંત્ર સોંપી દેવું. તેના માટે ત્રણ માસની મુદત આપવામાં આવે. જો ત્રણ માસમાં તેમ કરવામાં ન આવે તો ત્યાં આગળ સત્યાગ્રહ કરવો.

બધાએ સત્યાગ્રહની વાત આગળ તો ધરી પણ સત્યાગ્રહ કરે કોણ ? હવે તો કોઈને સત્યાગ્રહ કરવામાં કે પકડાવામાં રસ રહ્યો નહોતો. આવા

કાર્ય માટે એક જ વ્યક્તિ હમેશાં તૈયાર રહેતી અને તે—એટલે ભાનુભાઈ. સત્યાગ્રહ ભાનુભાઈએ કરવો, એમ નક્કી કરવામાં આવ્યું

અલ્ટીમેટમ તૈયાર કરીને ભાવનગરના મહારાજને મોકલવામાં આવ્યું

અલ્ટીમેટમ મળ્યા બાદ ભાવનગરના મહારાજ જાતે થઈને ગાંધીજીને મળવા ગયા. તેમની સાથે કેટલીક વાતચીત કરી, પોતે સહૃદયી અને પ્રજાપ્રેમી હતા, એ વાત તો જાહેર હતી.

ગાંધીજી સાથેની વાટાઘાટો દ્વારા આ પ્રશ્નનો ઉકેલ લાવવામાં આવ્યો. તેમણે જાતે થઈને જ પોતાના રાજ્યને સંઘરાજ્યમાં વિલીન કરવાની ઉત્સુકતા દર્શાવી. કોઈ પણ જાતની આનાકાની સિવાય, જાતે થઈને પોતાના રાજ્યને સંઘરાજ્યમાં વિલીન કરનાર તરીકેનું પહેલું માન ખાટી જનાર ભાવનગરના મહારાજા સર કૃષ્ણકુમારસિંહ હતા.

દિવસે દિવસે નવા નવા ફણગા ફૂટવા લાગ્યા આ જ અરસામાં મુંબઈમાં 'સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ' ની સ્થાપના થઈ. આ સમિતિમાં પીઢ અને સારા સારા કોંગ્રેસીઓનો પણ સમાવેશ થયો હતો. અગ્રણી કાર્યકરો આ સમિતિમાં ભાગ લેતા. બિનમહારાષ્ટ્રિયનોમાં બિનસલામતીની લાગણી પેદા થઈ. આ કારણથી મુંબઈમાં પણ બિનમહારાષ્ટ્રિયનોની અલગ રાજ્ય માટેની માંગણીની શરૂઆત થઈ. એક બીજા પ્રત્યે શંકાની લાગણીઓ ફેલાવા લાગી.

કેટલાક સમજદાર લોકોનું માનવું હતું કે, મુંબઈ જેવું પંચરંગી શહેર જો કોઈ પણ એકભાષી રાજ્યમાં ભળશે તો તેનું પચરંગીપણું જળવાઈ રહેશે નહિ. મુંબઈ તો ભારતનું નાક છે જગતનાં પ્રસિદ્ધ શહેરોમાં તેની ગણના થાય છે આખી ચળવળ દરમિયાન અને સ્વતંત્રતાની પ્રાપ્તિ સુધી સમગ્ર જગતનું ધ્યાન મુંબઈ પર જ હતું આખી લડતનું મૂળ મુંબઈ હતું. આવા પંચરંગી શહેરને કોઈ પણ એકભાષી રાજ્ય નીચે તો ન જ મૂકી શકાય.'

આ વખતે ભાનુભાઈએ બી. પી સી. સી માં ઠરાવ રજૂ કર્યો કે, 'મુંબઈનું રાજ્ય અલગ રહેવુ જોઈએ ' એ વખતે ત્યાં હાજર રહેલા ડૉ નરવણેએ તે ઠરાવનો વિરોધ કર્યો જો કે, આજ સુધી ડા નરવણે ચુસ્ત કૉંગ્રેસવાદી હતા ભાનુભાઈના ખાસ મિત્ર પણ હતા પરન્તુ આ ઠરાવના કારણે તેઓ કોંગ્રેસ અને ભાનુભાઈથી દૂર નીકળી ગયા તેમનો તેમ જ બીજા કેટલાકોનો વિરોધ હોવા છતા, ભાનુભાઈવાળો ઠરાવ બહુમતીએ પસાર થવા પામ્યો

સને ૧૯૪૮માં મ્યુનિસિપલ કોર્પોરેશનની ચૂંટણી આવી આ વખતે ભાનુભાઈ કુભારવાડામાથી ઊભા રહ્યા અને લોકોના સહકારના કારણે બહુમતીએ ચૂટાઈ આવ્યા

કોર્પોરેશનની કેટલીક કમિટીઓમા અને ખાસ કરીને શિક્ષણ સમિતિના અધ્યક્ષ તરીકે ચૂટાયા

આ વરસની આખરમા ભરૂચ જિલ્લામા દુકાળ પડયો તે દુકાળની વાત જાણતા જ ભાનુભાઈ પોતાની રીત પ્રમાણે તરત જ ત્યા પહોચી ગયા. ડૉ નગીનદાસ વગેરે પણ તેમની સાથે ગયા દુષ્કાળ પડતા જ રાહત સમિતિઓ કામ કરતી થઈ ગઈ હતી જબુસર તાલુકા વગેરેમા પણ ગુજરાત રાહત સમિતિ કામ કરતી હતી, ત્યાની વ્યવસ્થા વગેરે જોઈને અને ઘટતું કરીને ભાનુભાઈ વગેરે પાછા ફર્યા મુબઈ આવીને જરૂરિયાતની દરેક વસ્તુઓ ત્યાં મોકલાવી દીધી



## [૧૪] —સહુના શુભેચ્છક

સને ૧૯૪૯ના માર્ચ માસમાં સણોસરા ગામનો પોપટ કાળા બધીઆ નામનો માણસ બહારવટે નીકળ્યો હતો. તેની સાથે જત્રુડા ગામનો ગીગો આહેર પણ બહારવટે નીકળ્યો હતો બંને જણા એકબીજાની સાથે હતા.

પોપટની ધાક લોકોમાં એટલી બધી પેસી ગઇ હતી કે, તેની વિરુદ્ધમાં એક અક્ષર પણ બોલવો મુશ્કેલ થઇ પડતો હતો.

બાજુમાં જ દુધાળા નામનું ગામ આવેલુ છે. ત્યાંના કાઠી કોમના પોલીસ પટેલનું પોપટે ખૂન કરેલુ તેને પકડવા માટે પોલીસ તનતોડ મહેનત કરતી હતી. પરંતુ પોપટ સામાન્ય રીતે કોઇથી ગાંજ્યો જાય એમ નહોતો.

એ અરસામાં ભૂપત પણ બહારવટે નીકળેલો ભૂપત પણ મૂળ તો વાઘણીઆ દરબારનો ડ્રાઇવર હતો કેટલાક કારણસર તે બહારવટે ચઢેલો.

પોપટ, ગીગો અને ભૂપતે મળીને આજુબાજુમાં ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી હતી તે ત્રણે જણાએ મળીને વાસાવડ નામના ગામમા એક મેમણને ત્યાં ધાડ પાડી વાસાવડ સણોસરાથી ચાલીસ માઇલ દૂર આવેલું છે. મેમણ પૈસાદાર તરીકે બહુ પ્રસિદ્ધ હતો તે ધાડમા તે લોકોને ઘણી સારી માલમત્તા મળેલી.

ત્યાંથી બહાર નીકળતાં કેટલાક લોકો સ્ત્રીઓની છેડતી કરવા લાગ્યા: પોપટે આ જોયું અને તેનો પિત્તો ઉછળી આવ્યો. તેણે બધાને એક જ અવાજે આગળ વધતા અટકાવ્યા. પોતે સાચો બહારવટિયો હતો. બહારવટિયો એટલે સ્ત્રી, બાળક અને બ્રાહ્મણનો રક્ષક. તેનાથી સ્ત્રીની છેડતી થઈ શકે ખરી?

તેની ખ્યાતિ સાચા બહારવટિયા તરીકેની હતી. કોઈ દિવસ તેણે સ્ત્રી, બાળક કે બ્રાહ્મણને રંજાડ્યા નહોતા.

લૂંટનો માલ લઈને તેઓ ગજકોટડી ગામમાં પહોંચી ગયા. ત્યાં મુકામ કરીને લૂંટના માલના ભાગ પાડી લીધા. પોપટને તેના માલ ઉપરાંત એક સારી બંદૂક મળી. કારણ કે તે પહેલો હતો, ગીગો અને ભૂપત તેને પાછળથી મળ્યા હતા. પોતે જૂનો હોવાથી કેટલાક વધુ અધિકાર જાતે થઈને જ ભોગવતો હતો.

આ બંદૂક મેમણને ત્યાં ધાડ પાડેલી, ત્યાંથી મળેલી.

રાત્રે બહારના કેટલાક લોકો મારવા માટે આવવાના છે, એવા સમાચાર મળતાં જ પોપટ છાનોમાનો મકાનનું છાપરું તોડીને નાસી ગયો. ગીગો પણ તેની સાથે નીકળી ગયો. આ ઉતાવળમાં બંને જણા પોતાનો માલ સાથે લઈ જઈ શક્યા નહિ, પોપટે ફક્ત બંદૂક જ પોતાની સાથે લઈ લીધેલી.

ત્યાંથી નીકળીને પોપટ સીધો સલડી પહોંચી ગયો ત્યા જઈને તેણે એક સારો ઘોડો ખરીદી લીધો. આજુબાજુમાં લૂંટફાટની શરૂઆત કરી દીધી. જ્યારે જ્યારે તે લૂટ માટે નીકળતો ત્યારે ત્યારે તેના સાથી ઘોડો અને બંદૂક બની રહેતાં. આખો દિવસ તે ઘેર રહેતો અને રાત્રે લૂંટ માટે નીકળી પડતો. એની ધાક એવી પ્રસરી ગઈ હતી કે, જ્યારે તે કોઈ પણ ગામમાં જાય ત્યારે સૌ પોતપોતાના ઘરમાં પેસી જતા. ગામમાં ગયા પછી કોઈ પણ જાતની કનડગત કર્યા સિવાય તે બધાને બોલાવતો અને સરળ રીતે કહેતો:

'મારે તમને સતાવવા નથી, તેમજ હેરાન પણ કરવાના નથી. તમારી પાસે જે કંઇ હોય તે આપી દો અને જઇને નિરાંતે સુઇ રહો. તમે નિર્ભય રહેશો.'

સૌ બીકના માર્યા બને તેટલું આપી દેતા. કોઇ તેનો સામનો કરવાને હિંમતવાન નહોતું. આ રીતે લગભગ એકાદ વરસ સુધી ચાલ્યા કર્યું.

બહારવટિયાઓની બાબતમાં સૌરાષ્ટ્ર જાણીતું જ છે. મોટાભાગના બહારવટિયાઓ રાજ સામે જ બહારવટે ચડતા હોય છે પરંતુ હવે ચણાખરા બહારવટિયાઓ પ્રજાને પણ રંજાડતા હોય છે.

તે સમયે તેજ વિસ્તારમાં એટલે કે ભાવનગરની બાજુમાં ગેમલો કોળી નામનો માણસ પણ બહારવટે ચડેલો હતો તેનો રંજાડ પણ ઓછો નહોતો.

આ દરમિયાન દેશીરાજ્યોનું વિસર્જન થઇ જવા પામ્યુ હતું. કામચલાઉ મંત્રીમંડળ તેની વ્યવસ્થા જાળવતું હતું સૌરાષ્ટ્રનું એકમ થયુ નહોતું. શ્રી. બળવતરાય એના મુખ્ય હતા. જાધવજી મોદી, ધનશ્યામભાઇ ઠક્કર, નાનાભાઇ ભટ્ટ વગેરે તેમના સહકાર્યકરો હતા

નાનાભાઈ ભટ્ટે બુદ્ધિપૂર્વક ગેમલા કોળીને શરણે શરણાગત કરાવ્યો. એટલે કે બિનશરતે તેની પાસે શરણાગતી સ્વીકારાવી લીધી. આ શરણાગતીને કારણે લોકોમાં કંઈક રાહતની લાગણી જન્મી. મંત્રીમંડળ માટે પણ માન વધ્યુ.

ગેમલા કોળીનો પ્રસગ જોઈને લોકોને લાગ્યુ કે, જો પોપટ પણ શરણાગતી સ્વીકારી લે તો સૌરાષ્ટ્રની પ્રજા નિર્ભય બની જાય. એ માટે તેમને યોગ્ય માત્ર એક જ સ્થાન દેખાયું, —અને તે એટલે બાનુભાઈ.

કેટલાક લોકો બાનુભાઈને મળ્યા અને વિનતિ કરતાં કહ્યું:

'આ ગેમલાનો પ્રસંગ જોયા પછી અમને લાગે છે કે, જો તમે પ્રયત્ન કરો તો પોપટ પણ શરણાગતી સ્વીકારી લે કારણ કે ગેમલા કરતા પણ પોપટનો ત્રાસ વધુ છે પ્રજા શાંતિથી જીવી શકતી નથી પોલીસ કઈ પણ પ્રગતિ સાધી શકતી નથી તો તમે પ્રધાનમંડળને મળીને આવો કોઈ રસ્તો શોધી કાઢો તો સારુ, એવી વિનતિ કરવા માટે અમે આવ્યા છીએ '

'હુ પ્રયત્ન કરી જોઈશ' એટલુ જ ટૂકમા ભાનુભાઈએ જણાવ્યુ

એ વખતે ભાવનગર સ્ટેટના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ જોરવરસિહજી રાણા હતા. તે પોપટને પકડવા માટે રાતદિવસ સતત પ્રયત્ન કરતા હતા સામાન્ય પોલીસ તો પોપટના નામે ધ્રૂજતી હતી પોપટ આખો દિવસ ઘરમા રહેતો હોવાની વાત પોલીસની જાણમા હોવા છતા, પોલીસ આખ આડા કાન કરતી હતી

ભાનુભાઈએ ભાવનગરના આત્મારામ ભટ્ટને પોપટને બોલાવી લાવવા માટે મોકલ્યા પરતુ પોપટે તેમના પર વિશ્વાસ મૂક્યો નહિ તેમની સાથે આવવાની તેણે સાફ શબ્દોમા ના પાડી ભાનુભાઈ પર તેને વિશ્વાસ હતો પરંતુ આત્મારામ ભટ્ટને ભાનુભાઈએ જ મોકલ્યો છે, એ વાત સ્વીકારવાને તે તૈયાર નહોતો

જે પ્રકારની વિનતિ કટલાક લોકોએ ભાનુભાઈને કરી હતી, તેવો જ વિચાર મન્ત્રીમંડળને પણ આવ્યો તેમને લાગ્યુ કે, પોપટ શરણાગત થવો જરૂરી છે તે કાર્ય માટે મધ્યસ્થ તરીકે ભાનુભાઈ હોય તો ઠીક તેમણે ભાનુભાઈને કહ્યુ

'ગેમલો કોળી તા શરણાગત થયો છે પરતુ હજી પોપટ બાકી છે. તેનો રજાડ ઓછો નથી. અમે માનીએ છીએ કે, જો તમે પ્રયત્ન કરો તો

આ કાર્યમાં સફળતા મળે. આ બાબતનો ઉકેલ લાવ્યા સિવાય છૂટકો નથી. આપણે આપણી પ્રજાના જ માણસો છીએ માટે જ અમારો આટલો આગ્રહ છે."

મંત્રીમંડળની વાત સાંભળી લઈને ભાનુભાઈએ ત્રણ શરતો તેમની આગળ રજૂ કરતાં કહ્યું:

'જુઓ, હું પ્રયત્ન તો કરું છું પણ આવા પ્રયત્નમાં તેને પણ રક્ષણ આપવું જરૂરી છે. જો આપણે તેને રક્ષણ આપવાની વાત આગળ ધરીએ નહિ તો તે શરણાગત સ્વીકારે એવી આશા રાખવી વ્યર્થ ગણાય.'

'તમારા વિચારોનો સ્વીકાર કરવાને અમે તૈયાર છીએ.' મંત્રીમંડળે કહ્યું.

'તેની સામે કેસ ચલાવીને બધું કાયદેસર કરવામાં ભલે આવે પરંતુ તેને જો ફાંસીની સજા થતી હોય તો તેને બદલે જન્મટીપની કરવી. તેને માનસિક તેમ જ શારીરિક ત્રાસ આપવો નહિ અને તેને આશરો આપનાર કોઈ પણ વ્યક્તિને હેરાન કરવી નહિ. આ ત્રણ શરતો જો તમને મંજૂર હોય તો હું પ્રયત્ન કરી જોઉં.' ભાનુભાઈએ જણાવ્યું

તેમની તે ત્રણે શરતો મંત્રીમંડળે સ્વીકારી લીધી. ભાનુભાઈની સલાહથી પોપટ પર જાપ્તો રાખતી પોલીસને કામચલાઉ ઉઠાવી લેવામાં આવી.

આત્મારામ ભટ્ટ અને પ્રમિલાબહેનને લઈને ભાનુભાઈ પોપટને ત્યાં ચા પીવાના બહાને ગયાં. આ વખતે પોપટ ઘરમાં હતો. તેણે ભાનુભાઈને સારો આવકાર આપ્યો. વાતવાતમાં જ્યારે આત્મારામ ભટ્ટે જાણ્યું કે, પોપટ પોતાની પત્નીના હાથમાંથી લોટો પણ લેતો નથી, એવો અણીશુદ્ધ બહારવટિયો છે, ત્યારે તેમને પણ લાગ્યું કે, આવા બહારવટિયાને મરવા તો ન જ દેવાય.

ભાનુભાઈએ પોપટ સાથે વાતચીત કરીને તેને અભય વચન આપ્યું કે, 'તેને ફાંસી દેવામાં નહિ આવે.'

પોપટે વિચાર કરવા માટે ત્રણ દિવસની મુદત માગી. ભાનુભાઈએ તેમાં વાંધો લીધો નહિ. આ ઉપરાંત, તેને ત્રણ દિવસ છૂટથી હરવાફરવાની પરવાનગી પણ અપાવી.

તે સમયે સલડીના લોકોએ ભાનુભાઈને ચાંદીની કાસ્કેટમાં માનપત્ર આપેલું. તે પ્રસંગે પોપટ પણ તેમની બાજુમાં જ હતો. આ સમારંભના પ્રમુખસ્થાને અમરેલીના પ્રજામંડળના આગેવાન ડૉ. હરિપ્રસાદ દેસાઈ હતા.

આખરે પોપટે ભાનુભાઈની વાતનો સ્વીકાર કરતાં કહ્યું:

'હુ તમારા પર વિશ્વાસ રાખીને તમારું વચન રાખું છું. મને ખાતરી છે કે, તમે વચ્ચે હોવાથી વિશ્વાસઘાત કરવામાં નહિ આવે. પરંતુ મારી પણ તમને એક વિનંતિ છે કે, મને સામાન્ય પોલીસના હાથમાં ન સોંપતાં મોટા અધિકારીના હાથમાં સોંપશે'

આ વાત અયોગ્ય તો નહોતી જ. આવો પ્રસિધ્ધ અને અણીશુધ્ધ બહારવટિયો સામાન્ય પોલીસના હાથમાં તો ન જ પકડાય. ભાનુભાઈએ તેની વાત મંજૂર રાખી.

આ વાતનો અંત આવતાં તેમણે સલડીથી ભાવનગર ટેલિફોન કરીને જીપ મંગાવી. જીપ આવી પહોંચતાં તેમાં ભાનુભાઈ, પ્રમિલાબહેન, આત્મારામ ભટ્ટ અને પોપટ બેઠાં. પોપટની પાસે તે વખતે પણ પેલા મેમણવાળી કિંમતી બંદૂક હતી.

આ સ્થળેથી ભાવનગર અડસઠ માઈલ દૂર હતું.

જીપમાં ભાવનગર પહોંચ્યા બાદ બપોરે આત્મારામ ભટ્ટને ત્યાં બધા જમ્યા. ત્યાર બાદ સરકાર સાથે સંપર્ક સાધીને પોતે પોપટને લઈને આવી ગયાના

સમાચાર આપ્યા. ચાર વાગે તેને લઈને સરકારી ઓફિસમાં જવાનો સમય નક્કી કરવામાં આવ્યો.

શરણાગતી સ્વીકારતાં પહેલાં પોપટે પોતાની ઇચ્છા વ્યકત કરતાં ભાનુભાઈને કહ્યુ

'જો તમને વાંધો ન હોય તો શરણાગની પહેલાં મારે તમારી સાથે એક ફોટો પડાવવો છે'

પોતાના વચન પર વિશ્વાસ રાખનાર અને પોતાની સલાહને સ્વીકાર નારને ભાનુભાઈ અવગણી કેમ શકે! તેમણે પોપટની ઈચ્છા પૂર્ણ કરી.

નક્કી કરેલા સમયે પોપટને લઈને ભાનુભાઈ આફિસે ગયા તે વખતે ત્યાં જાદવજી મોદી, ઘનશ્યામભાઈ ઠક્કર અને જોરાવરસિંહજી રાણા હાજર હતા.

ચાપાણી વગેરેનો કાર્યક્રમ પતી ગયા પછી ભાનુભાઈએ ફરીથી પોતાની ત્રણે શરતો આગળ ધરી જોરાવરસિંહજીને આ શરતો પસંદ પડી નહિ તે બોલ્યા

'આ શરતો સરકારને અપમાનકર્તા છે તેને માટે કલંક સમાન છે ઉપરાંત, અમારા પોલીસખાતાની નામોશી પણ આમા સમાયેલી છે'

આ સાભળીને ભાનુભાઈ શાંતતાથી બોલ્યા,

'તો પોપટ અહીંથી પાછો ચાલ્યો જશે હુ તેને મારી જવાબદારી પર લાવ્યો છુ મારાથી તેનો વિશ્વાસઘાત થઈ શકે નહિ' અને તેમણે પોપટને ઉદ્દેશીને કહ્યુ

'પોપટ, તું નિર્ભયપણે અહીંથી જઈ શકે છે તને હુ મારી જવાબદારી પર લાવ્યો છુ, એટલે જ્યાં સુધી તું ભાવનગરની હદ બહાર પહોંચે નહિ ત્યાં સુધી તને કોઈ હાથ લગાડશે નહિ.'

આ સાંભળીને જાદવજીભાઈ વચ્ચે પડ્યા. ગૃહખાતું ઘનશ્યામભાઈ પાસે હતું. તેમને જોરાવરસિંહજીની વાત યોગ્ય લાગી નહિ. તે બોલ્યા:

'ભાનુભાઈ! તમારી શરતો અમને મંજૂર છે. મંત્રીમંડળે તમને વચન આપ્યું છે તે ફરી શકશે નહિ. પ્રજાની થતી રંજાડ તરફ પણ સરકારે લક્ષ આપવું જોઈએ.'

— અને તેઓ જોરાવરસિંહજી પર ગરમ થઈને બોલ્યા:

'જો તમે આટલી બધી કડકાઈથી હુંપદભરી રીતે વાત કરો છો, તો આ જ સુધી તેને પકડી કેમ શકયા નહિ? તમારું પોલીસખાતું આટલું મોટું વિશાળ હોવા છતાં એક બહારવટિયાને પણ પકડી ન શકે? અને તેને ન પકડી શકવાથી તમારી આબરૂ વધી ગઈ? તમારે સમજવું જોઈએ કે જે કાર્ય પોલીસખાતું ન કરી શકે, તેને માટે તેણે સમાજની પણ સહાય લેવી જોઈએ. ભાનુભાઈએ આપણને સહાય કરી છે. પોપટને તેમણે વિશ્વાસ આપીને બોલાવ્યો છે. તે બન્નેમાંથી કોઈનો પણ વિશ્વાસઘાત સરકારથી ન થઈ શકે. આજે જો સરકાર વચનભંગ થાય તો પ્રજામાં તેનો પડઘો કેવો પડે?'

— અને ભાવનગરની જેલના જેલરને બોલાવીને પોપટનો હવાલો તેમને સોપવામા આવ્યો.

વ્યવસ્થિત કાગળિયાં કરીને સરકારે પોપટ સામે કેસ દાખલ કર્યો. જ્યારે જ્યારે તેનો કેસ ચાલતો હતો, ત્યારે વારાફરતી તેને જેતપુર, લીલીયા, પોરબંદર, વગેરે જેલોમા રાખવામાં આવેલો. તે વખતે ભાનુભાઈ તેને વારંવાર મળતા અને કોઈ પણ જાતની તકલીફ પડે છે કે નહિ, તે જાણી લેતા.

બંદૂક જે મેમણની હતી તે મેમણને પણ જુબાની માટે બોલાવવામાં આવેલો. મેમણે પોતાની કિંમતી બંદૂક તરત જ ઓળખી કાઢી હતી, છતાં

મિશ્રે તે પોતાની હોવાનો દાવો કર્યો નહિ. તેને સમાચાર મળ્યા હતા કે જ્યારે અન્ય લોકો તેના ઘરની સ્ત્રીઓની કુટુંબની આબરૂ લેવા તૈયાર થયા હતા ત્યારે પોપટે જ તે આબરૂ બચાવી હતી. તેને લાગ્યું હતું કે ખૂનના માલ કરતાં કે બંદૂક કરતા આબરૂ વધાર કિમતી હતી. અને તે પોપટે બચાવી હતી. તેણે એ બંદૂક પોતાની ન હોવાનું જણાવતાં, પોપટ સામેના પુરાવાઓ બહુ મજબૂત બની શક્યા નહિ. આ ગુનાથી તેને ફક્ત બાર જ વરસની સજા થઈ હતી. કેસનો નિકાલ ૧૯૫૦-૫૧માં આવ્યો હતો.



## [૧૫] —૧૯૫૨ના ઇલેકશનમાં જીત

સને ૧૯૫૦માં કોંગ્રેસનું જનરલ અધિવેશન નાશિક ખાતે ભરાયું. શ્રી પુરુષોત્તમદાસ ટંડન તે અધિવેશનના પ્રમુખ હતા. આ અધિવેશનમાં હંમેશની પ્રથા પ્રમાણે ભાનુભાઇએ આગળ પડતો ભાગ લીધો હોવાથી તે અનેક લોકોના વધુ નજીકમાં આવ્યા. તેમણે પોતાના સ્વભાવ પ્રમાણે તે અધિવેશનમાં કેટલાંક બુધ્ધિપૂર્વકનાં સૂચનો રજૂ કર્યાં. પાટીલને એ સૂચનો ખૂબ ગમી ગયાં. જો કે કેટલાકને પસંદ નહોતાં પણ પડયાં, છતાં મોટાભાગના લોકોએ તે વધાવી લીધાં હતાં પોતાનાં સૂચનોને પસંદગી મળતાં તેમને આત્મવિશ્વાસ જન્મ્યો.

સને ૧૯૫૧ની આખરમાં સને ૧૯૫૨ના જનરલ ઇલેકશન માટે સીલેકશનની તૈયારીઓ થવા લાગી. એ દરમિયાન ભાનુભાઇના નાના ભાઇ શાંતિલાલ ક્ષયની બીમારીથી નંખાઇ ગયા હોય, દેશમા ગુજરી જવા પામ્યા હતા. તેમના ગુજરી જવાથી ભાનુભાઇને દેશમાં જવાની આવશ્યકતા ઊભી થઇ. જતાં પહેલા તેમણે પાટીલને પૂછ્યુ:

'મારે કયાંનુ — કયા વિભાગનું ફોર્મ ભરવું?'

'તમને કયાનું ઠીક લાગે છે?' પાટીલે સામો પ્રશ્ન કર્યો.

'મારકેટ વિભાગનું ભરુ તો વાંધો છે?'

'ત્યાં તો એકાદ વિધવા ઊભી રહે તો પણ ચૂંટાઇ આવે. એમાં તમે શું સાહસ કરો છો? તમારે તો એવી જગાએ ઊભા રહેવું જોઇએ કે, જ્યાં તમારી કસોટી થાય. એ કસોટીમાંથી પાર ઊતરતાં સમાજમાં તમારી કિંમત અંકાય!'

—અને ભાનુભાઇએ એમના કહેવાનો અર્થ સમજી જઇને કંઇ પણ બોલ્યા વિના, કુંભારવાડા વિભાગ — ખાંચતળાવ સાથે - નું ફોર્મ ભર્યું સાથે સાથે વાલકેશ્વર વિભાગનું ફોર્મ ભરવાનું પણ ચૂક્યા નહિ.

તેમના દેશમાં ગયા પછી—લગભગ—પાંચમો કાર્યકરો સમક્ષ પાર્ટીએ વિભાગીય વહેંચણીનો નિર્દેશ કરતાં કહ્યું:

'મારકેટ વિભાગ કે. કે. શાહ, કુંભારવાડા વિભાગ ઇસાકભાઇ બંદૂકવાળા અને ફણસવાડી—ગીરગામ ભાનુભાઇ.

આ સમયે ફણસવાડી—ગીરગામ વિભાગમાં પી. એસ. પી. વાળા ડૉ. વાય. એ. સામંતનું જોર હતું કોંગ્રેસ સામે એ સંસ્થા પણ જોર પકડતી જતી હતી. મિ. સામંત સારા કાર્યકર હોવાથી તેમને પીઠબળ પણ સારું હતું

આ રીતની વિભાગીય વહેંચણીની જાહેરાત થતાં જ કે. કે. શાહે ભાનુભાઇને તાર કરીને જણાવ્યું:

'તમે બને તેમ જલ્દી આવો. અહીં ગરબડ છે.'

ટૂંકામાં જ લખાયેલ શબ્દોનો અર્થ ભાનુભાઇ સમજી ગયા અને તરત જ મુંબઇ આવી પહોંચ્યા. કે. કે. શાહે પાટીલને મળવા જવા માટે પોતાની સાથે આવવા તેમને કહ્યું, પરંતુ તેમણે તે બાબતમાં ના કહેતાં જણાવ્યું: જો વિભાગીય વહેંચણી થઇ ગઇ હોય તો પછી પાટીલને મળવાનો અર્થ પણ શો? અને પાટીલ જાણતા હતા કે મેં કુંભારવાડા- ખાંચતળાવ માટેનું ફોર્મ ભર્યું છે. જાણ હોવા છતાં, તેમણે મારા વિભાગ બદલવાની જરૂર શી હતી?'

'આ તો રાજદ્વારી રમત છે, એમા તમારે ઉશ્કેરાઈ ન જવું જોઈએ ધીમે ધીમે થાળે પડી જશે' કે કે શાહે, તેમને શાંત પાડવા કહ્યું

એ બાદ પાટીલે ભાનુભાઈને જણાવ્યું

'વાંધો ન હોય તો તમને કાઉન્સિલમા મૂકવાનો મારો વિચાર છે'

'પણ હજી હુ કયા ઘરડો થઈ ગયો છુ, કે જેથી મારે કાઉન્સિલ જવાની જરૂર હોય? મને માગમા વિશ્વાસ છે જનતા મારી પડખે છે જે સમાજની આજ સુધી મે નિસ્વાર્થપણે સેવા કરી છે, એ સમાજ શુ મને ભૂલી જશે?'

—અને કેટલાક ચર્ચા બાદ ભાનુભાઇ ફૂલસવાડી—ગીરગામ વિસ્તારમાં સામત સામે ઊભા રહ્યા લોકોને ડર લાગ્યો કે, કદાચ ભાનુભાઇ આ વિસ્તારમા માર ખાઈ જશે!

અશોક મહેતા તે વખતે પી એસ પી મા જોડાયેલા હતા તેમણે સામંતના પક્ષે જ પ્રચાર શરૂ કર્યો હતો અશોક મહેતાની બોલબાલા ઓછી નહોતી તે અને ભાનુભાઈ એક વખતના ભાગીદારો એક બીજા માટે અત્યંત લાગણી ધરાવતા હાર્દિક મિત્રો પરંતુ ચૂંટણી પૂરતા બંને વિરોધ પક્ષે

સામંતને પીઠબળ ઘણ હોવા છતા, તેમની હાર થઈ ભાનુભાઈએ તેમની સામે દસ હજાર મતે જીત મેળવી બધા આશ્ચર્યવશ બની ગયા કેટલાક તો તત્કાળ માનવા પણ તૈયાર ન થયા પરંતુ હકીકત સત્ય હતી

સને ૧૯૪૭મા જ્યાર ભાનુભાઈ છૂટીને આવેલા ત્યાર તેમને કઈક ધધા જેવું કરવાની ઈચ્છા થયેલી તેમના કેટલાક મિત્રોને પણ તેવી ઈચ્છા હતી બધાએ સાથે મળીને 'જનતા પ્રકાશન પ્રા લિ,' નામની સંસ્થા ઊભી કરલી તેમા લગભગ બે લાખના શેર ભરવામાં આવ્યા હતા આ મોટા પાયા પર ઊભી કરેલી સંસ્થામાં ભાનુભાઈનો ભાગ પાચ આની હતો તેમના સિવાય તેમા

અશોક મહેતા, બેરિસ્ટર ધારિયા, જી. જી. મહેતા, નરભેરામ પાણેરી અને વિઠ્ઠલ-દાસ એસ. ઝવેરી હતા.

સૌ ખંતીલા અને કાર્ય કરવાની ધગશવાળા હોવાથી કાર્યની શરૂઆત ઝડપ-ભેર થઈ ગઈ હતી. જેમ બને તેમ મોટા પાયા પર વિશાળ કાર્ય કરવું, એવી ઈચ્છા હોવાથી સી. પી ટેન્ક અને વી. પી. રોડના નાકા આગળ જયહિંદ બુક ડીપો નામની દુકાન પણ ખોલવામા આવી હતી. કેનેડી બ્રિજ પાસે આવેલા જ્યોતિ સ્ટુડિયોના કમ્પાઉન્ડમાં જે વિક્ટરી પ્રીન્ટિંગ પ્રેસ ચાલુ હતું, તે ખરીદી લેવામાં આવેલું.

કામ ધમધોકાર ચાલતું હોવા છતાં, ક્યાંય નફો થતો હોય એવું જણાતું નહોતું દિવસે દિવસે નુકશાની વધતી જતી હોય એમ જણાવા માંડ્યું

આ વ્યવસાય લગભગ સાતઆઠ વરસ ચાલ્યો હશે! આખરે જ્યારે ખાતરીપૂર્વક જણાઈ આવ્યું કે, આમાં મોટુ નુકસાન ગયું છે ત્યારે તેને-તે સંસ્થા અને પ્રેસને-વોલેન્ટરી લીકવીડેશનમા લઈ જવામા આવી હતી લીકવીડેટર તરીકે લવણપ્રસાદ શાહને નીમવામા આવ્યા હતા.



[ ૧૬ ] —કોંગ્રેસ હાઉસમાં પ્રવેશ

સને ૧૯૫૨માં સ્થાયેલી સરકાર મોરારજીભાઈની હતી. રાજ્યની સમૃદ્ધિને માટે આવક વધારવાના રસ્તાઓ શોધાતા હતા. સરકારે શરૂઆતમાં બહુમુખી વેચાણવેરો નાંખ્યો. આ વેરો ખરેખર જ પ્રજાને માટે વધુ પડતા બોજારૂપ હતો. તે કારણે તેની સામે ખૂબ જ આંદોલન જાગ્યું.

કોંગ્રેસ સરકાર હોવાથી બી.પી.સી. સી ના પાટીલ વગેરે આગેવાનો જાહેર રીતે નહિ તો પણ, આડકતરી રીતે તો વેચાણવેરાની વિરુદ્ધમાં હતા. વેરાની વિરુદ્ધના આંદોલનને આડકતરી રીતે ટેકો પણ આપતા હતા. તેમને પ્રજા સાથે રહેવાનું હતું. પ્રજાએ સરકારને ચૂંટેલી હોવાથી, પ્રજાનું હિત જોવાની જવાબદારી કાર્યકરોની હતી.

ભાનુભાઈ પોતે અંગત રીતે એમ માનતા હતા કે, 'પક્ષની સરકારે જે નિર્ણય લીધો હોય તેને પક્ષે ટેકો આપવો જોઈએ; કારણ કે સરકાર આપણી છે, આપણા પક્ષની છે.'

આ ઝઘડો ખૂબ લાંબો ચાલ્યો હતો. એક દિવસે અચાનક પાટીલે જાહેર કર્યું:

'પક્ષના સભ્યો જે બી.પી. સી. સી. તરફથી ચૂંટાઈ આવ્યા હોય તેમણે બી. પી. સી. સી.ને વફાદાર રહેવું જોઈએ; કારણ કે બી. પી. સી. સી.એનું પેરેન્ટસ બોડી છે. એ બોડીને એમનાથી બેવફા ન બની શકાય.'

આ વખતે ધારાસભાની બેઠક પૂનામાં ચાલુ હતી. પાટીલના નિવેદનથી બી. પી. સી. સી.ના પક્ષના વિધાનસભ્યો દ્વિધામાં પડી ગયા.

નક્કોર કરવામાં અને દોડાદોડી કરવામાં ભાનુભાઈનો નંબર પહેલો જ રહેતો પાટીલના નિવેદનની માહિતી મળતાં જ તેઓ મુંબઈ આવી પહોંચ્યા, સમય ન ગુમાવતાં તરત જ પાટીલને મળીને તેમણે તેમને કહ્યું :

'જો તમે પક્ષના સભ્યોને રાજીનામાં આપવાનું કહેતા હો તો મારું રાજીનામું તમને સુપરત કરું છું. તમે તે આગળ પહોંચાડી દેજો. પરંતુ હું તમને સ્પષ્ટ રીતે કહી શકું છું કે, સરકારે નાંખેલા ટેક્ષને હું ટેકો આપું છુ. કારણ કે તમારા કહેવા પ્રમાણે જો બી પી. સી સી. સભ્યોનું પેરેન્ટસ બોડી હોય તો સરકાર પણ તેમના જ પક્ષની રચાયેલી છે. પક્ષના સભ્યોએ પોતાની સરકારને ટેકો આપવો જરૂરી છે.

ત્યાર બાદ તેમણે ગઝદર પાર્કમાં ધ્વજ વંદન રાખ્યું. તે ધ્વજવંદન વખતે પ્રવચન કરતાં તેમણે કહ્યું:

'જો પાટીલ કહેતા હોય તો હું રાજીનામું આપવા તૈયાર છું પરંતુ એ વાત ભૂલવાની નથી કે સરકારે નાંખેલા વેચાણ વેરાને મારો ટેકો છે.'

આ વખતે વેચાણવેરા વિરોધી સમિતિ નીમાયેલી હતી. તે સમિતિના પ્રમુખ બીજા ભોઈવાડાવાળા મે. બીયાણી હતા. તેમનું જોર તે વખતે વધુ પ્રમાણમાં હતું તેમણે જાહેર કર્યું હતું કે, ગમે તે ભોગે અમે આ વેરાને અમલમાં મુકવા નહિ દઈએ. આ વાત ભાનુભાઈ જાણતા હોવા છતાં, તેમણે ધ્વજવંદન વખતે બીયાણીનો પડકાર ઝીલી લીધો હતો.

આ વખતે પાટીલ વારંવાર સરકારની વિરુદ્ધમાં ભાષણો કરતા હતા.

એ અરસામાં લોરી પર મોટો ટેક્ષ (Heavy Tex) નાંખવામાં આવ્યો. તે બાબતમાં લોરીવાળાઓએ પણ તેની વિરુદ્ધમાં આંદોલન જગાવ્યું. પાટીલે તે આંદોલનને પણ ટેકો આપ્યો આ વાત જાણતા જ ભાનુભાઈ પાછાં મુંબઈ આવ્યા

આ સેશન ત્રણ માસ માટેની હતી મુંબઈ આવીને ભાનુભાઈએ બી. પી. સી. સી. તરફથી ચૂંટાયેલા બધા એમ. એલ. એ.ને ભેગા કર્યા અને પાટીલને મળ્યા. સેશન ચાલુ હોવા છતાં દર શનિવારે અને રવિવારે મુંબઈવાળા બધા મુંબઈ આવતા ભાનુભાઈએ પાટીલને કહ્યું :

'વારંવાર સરકાર સામે આવા ભાષણો કરવાં ઠીક લાગતા નથી. છતાં, જો તમારે તેમ જ કરવુ હોય તો સરકારને લખી નાંખવું જોઈએ કે બી. પી. સી. સી. સરકારના પક્ષમા નથી કારણ કે પક્ષની સરકાર રચવી અને તેની વિરુદ્ધમા ભાષણો કરવાં, એ યોગ્ય ગણાય નહિ. માટે આ બન્નેમાથી જે તમે પસદ કરશો, તેને મારો સપૂર્ણ ટેકો છે.'

જવાબમા પાટીલ બોલ્યા

'મેં લોરી પર નખાયેલા હેવીટેક્ષ બાબતમા સરકારને પત્ર લખ્યો છે પણ હજી સુધી મને તેના તરફથી કોઈ પણ પ્રકારનો જવાબ મળ્યો નથી. જો સરકાર પક્ષની હોય, તો તેણે પક્ષના નેતાઓને સાભળવા જોઈએ અને તેના પત્રનો જવાબ આપવો જોઈએ જો એમ ન બને તો આવા અપમાનો માટે ક્યાં સુધી સહન કરવાં ?'

આ જવાબ સાભળીને ભાનુભાઈને થોડો વિચાર તો થઈ પડ્યો સરકારે બી પી સી ની ને જવાબ આપવો જોઈએ, એ તેમને સ્વીમાર્ય હતો. આ

માટે તેમણે એક સમિતિ નીમી. તેમાં ભાનુભાઈ, નાથાલાલ ડી પરીખ, ઇન્દુ વદન ઓઝા અને પી. આર. નુસ્વાનો સમાવેશ કરવામાં આવ્યો આ ચારે જણાએ નક્કી કર્યું કે, મોરારજી દેસાઈને મળીને આ અંગેનો કંઈક રસ્તો કાઢવો જોઈએ.

આ વખતે મોરારજીભાઈ મુંબઈમાં હતા પ્રધાનોની ઓફિસો જૂના સચિવાલયમાં હતી.

તે ચારે જણા મોરારજીભાઈને મળ્યા અને કહ્યું

'શ્રી. પાટીલ બી. પી સી. સી. ના પ્રમુખ છે તેમના પત્રનો તમે જવાબ પણ ન આપો તે ઠીક ન કહેવાય.'

તરત જ મોરારજીભાઈએ આ અંગેની ફાઈલ મગાવી અને તેમાં પત્ર શોધ્યો. પરંતુ પત્ર ફાઈલમાંથી તેમને મળ્યો નહિ. તે વખતે ટ્રાન્સપોર્ટ ખાતાના ડેપ્યુટી મિનિસ્ટર શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ હતા તેમને મોરારજીભાઈએ ફોન કર્યો અને પત્ર વિષે પૂછ્યું જવાબમાં બાબુભાઈએ જણાવ્યું :

'પત્ર મારી પાસે છે તે વિષેના બધા આંકડા હું ભેગા કરી રહ્યો હોવાથી, પાટીલને જવાબ મોકલી શકાયો નથી.'

મોરારજીભાઈએ આ સમાચાર ભાનુભાઈને આપ્યા, એટલે તે લોકો તેમની પાસેથી નીકળીને બાબુભાઈ પાસે ગયા. બાબુભાઈએ તેમને કહ્યું:

'પાટીલનો પત્ર મારી પાસે છે. તમે ઉતાવળ ન કરો. હું બધા આંકડા મેળવી રહ્યો છું'

—અને તેમણે તે વિષેના બધા કાગળો કાઢ્યા તે કાગળો પરથી આંકડા બતાવતાં તેમણે કહ્યું

'મારી દૃષ્ટિએ આ કેસમાંથી કંઈક જોખમ થાય, એવા સંજોગો છે.' અને તેમણે પાટીલને ટેલિફોન પર કહ્યું :

'તમારો પત્ર મારી પાસે છે. મોરારજીભાઈ આ બાબતમાં તદ્દન નિર્દોષ છે. માટે જો તમારા મનમાં કંઈ પણ શંકા-કુશંકા જન્મી હોય તો તે કાઢી નાંખજો. હું તમારા પત્રનો જ અભ્યાસ કરી રહ્યો છું.

ભાનુભાઈએ પાટીલને ટેલિફોન કરીને, બપોરે ત્રણ સાડા ત્રણ વાગે મોરારજીભાઈની ઓફિસમાં આવવાનું જણાવ્યું. ભાનુભાઈને શંકા હતી કે, પાટીલ કદાચ ન પણ આવે. કારણ કે ત્રણચાર દિવસ પહેલાં તે એક જાહેર સભામાં બોલી ગયેલા:

'કોંગ્રેસ હાઉસ દેવમંદિર ગણાય. મિનિસ્ટરોએ પણ આ દેવમંદિરમાં આવવું જોઈએ.'

પરંતુ તે વાતને બાજુ પર મૂકીને પાટીલ વ્યવહારુ દૃષ્ટિએ જાતે થઈને મોરારજીભાઈની આફિસમાં જઈ પહોંચ્યા. ત્યાં જતાં પહેલાં તેમણે વેપારીવાળા-ઓના એસોસિયેશન સાથે વાતચીત કરી લીધી હતી. ઓફિસમાં જઈને મોરારજીભાઈ સાથે તેમણે ચર્ચા કરી લીધી. અંતે નક્કી કરવામાં આવ્યું કે 'ટેક્ષ ઓછો કરવો.'

આમ થવાથી સરકાર અને બી પી સી સી વચ્ચેની કડવાશ ઓછી થવા પામી. એ દરમિયાન ભાનુભાઈએ મિલ્ક એડવાઈઝરી કમિટીમાં પણ ઘણું કામ કર્યું હતું સને ૧૯૫૨ પહેલા પણ તેઓ કોર્પોરેશન તરફથી તે કમિટીમાં હતા. ધારાસભામાં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો જ્યારે જ્યારે તે બોલવા ઊભા થાય ત્યારે ત્યારે મોરારજીભાઈ બોલી ઊઠતા:

'આમને બોલ્યા વિના નહિ ચાલે.'

બજેટની બાબતમાં પણ તે રસપૂર્વક બોલતા હતા. જ્યારે જ્યારે તેઓ બેઠકમાં જતા ત્યારે ત્યારે ખૂબ વિચારપૂર્વક અભ્યાસ કરીને જતા. એ વખતે તેઓ 'સી' વોર્ડના પ્રમુખ પણ હતા.

સને ૧૯૫૩માં એકોમોડેશન ખાતું, મ્યુનિસિપાલિટી, વેચાણવેરા વગેરે માટે લોકોમાં બહુ મોટો ઊહાપોહ ચાલુ હતો

તે વખતે 'સી' વોર્ડ તરફથી માધવબાગમાં એક પરિષદ ભરવામાં આવી ને પરિષદના પ્રમુખ શ્રી બળવંતરાય મહેતા હતા એ વખતે તેઓ એ આઈ સી સી ના જનરલ સેક્રેટરી હતા આ પરિષદના સ્વાગત પ્રમુખ તરીકે ભાનુભાઈ હતા અને પરિષદનું ઉદ્ઘાટન પાટીલના શુભ હસ્તે કરવામા આવ્યું હતું

આ પરિષદમાં સરકાર વિરુદ્ધના કેટલાક ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા એકોમોડેશન, સેલટેક્ષની કેટલીક કલમો, રેશનિંગ કન્ટ્રોલ, મ્યુનિસિપલ કાર્યવાહી વગેરેની વિરુદ્ધના ઠરાવો પસાર થયા હતા

આ કારણથી 'સી' વોર્ડ પ્રત્યે લોકોની ચાહના વધી ગઈ તેની વાહ વાહ બોલાવા લાગી બળવંતરાય મહેતાને આમાનું કેટલુંક ન ગમેલું, છતાં તેઓ સહમત થયેલા કારણ કે, મોરારજીભાઈની સરકાર હોય અને તે સરકારની વિરુદ્ધમા ઠરાવો પસાર કરવા, એ તેમને યોગ્ય લાગતું નહોતું

વર્તમાનપત્રોએ એ વખતે જાહેર કર્યું કે, 'પાટીલ તો કેવળ બોલતા હતા પણ 'સી' વોર્ડ કોંગ્રેસે તો કરી બતાવ્યું એટલે એમના એમ. એલ એ એ કોંગ્રેસ પક્ષે મર્યાદામા રહીને લોકોની મુશ્કેલીઓને વાચા આપી'

સને ૧૯૫૩મા બી પી સી સી ની ચૂંટણી આવી આ ચૂંટણીમા કોંગ્રેસના પ્રાથમિક સભ્યો જ મતદાર હતા તેમા ગીરગામ વિભાગમા મણીશંકર જોશીએ બારસો મેમ્બરો નોંધી લીધા જ્યારે સામી બાજુએ એટલે ...કે સામી પાર્ટીએ પિસ્તાળીસોથી પાંચ હજાર મેમ્બરો નોંધાયા આથી મણી...શંકરને શંકા ઉદ્ભવી પોતાના પક્ષે વધુ મેમ્બરો નોંધાવા જોઈએ એના બદલે સામાપક્ષે ચાર ઘણા મેમ્બરો નોંધાય કેવી રીતે?

આ બાબતમાં તેમણે બી. પી. સી. સી.માં ફરિયાદ કરી કે, 'સામા પક્ષે મેમ્બરો બોગસ હોવાની મને શંકા છે.' પરંતુ તેમને તે બાબતમાં કોઈ પણ પ્રકારની દાદ મળી નહિ આથી તેમણે એ. આઈ સી સી. માં ફરિયાદ કરી પરંતુ આવી વાતો તરફ લક્ષ આપવા માટે ફુરસદ કોને હોય ! ત્યાંથી પણ તેમને દાદ ન મળી આખરે તે ભાનુભાઈને મળ્યા અને બધી વિગત તેમને સમજાવી તેમની હકીકત સાંભળી લઈને ભાનુભાઈએ એટલો જ જવાબ આપ્યો:

'હુ તપાસ કરાવીશ.'

—અને તરત જ તેમણે તપાસ શરૂ કરી મોરારબાગ, રામબાગ અને વહોરા સેનેટોરિયમના તેમણે સ્ટેટમેન્ટ મેળવ્યા સ્ટેટમેન્ટના આધારે તેમને જણાઇ આવ્યુ કે, સામા પક્ષમા નોંધાયેલા બધા જ નામો ખોટાં છે આથી મણીશંકરને યોગ્ય ન્યાય આપવાની દષ્ટિએ અને સત્ય હકીકતને માટે તેમણે 'સી' વોર્ડના સક્રિય કાર્યકર મહાસુખરામ મહેતાને મણીભાઇના એજન્ટ નીમ્યા.

ઉપરાન, માટુંગાવાળા જૂના કોંગ્રેસી કાર્યકર અને ડાયમડ મર્ચન્ટ્સ એસોસિયેશનના પ્રમુખ રતીલાલ કોઠારીને પણ તેઓ મળ્યા. તેમને તેમણે સમજાવ્યું.

'હંમેશા સત્યનો પક્ષ લેવો એ આપણી નીતિ છે વધુ તો હુ તમને કંઇ કહેતો નથી પરન્તુ ન્યાયપૂર્વક કાર્ય કરજો'

રતીલાલ કોઠારી ચૂંટણી અધિકારી હતા. તેમણે ભાનુભાઇના કહેવા પ્રમાણે ન્યાયપૂર્વક કાર્ય કર્યું પરિણામે મણીશકર મહેતાનો વિજય થયો આ વખતે પરિણામ આવતાં પહેલાં લોકોને એમ લાગતું હતુ કે, બી પી સી. સી.નુ ઓફિશિયલ ગ્રુપ અપરોક્ષ રીતે સામા પક્ષને મદદ કરે છે પરંતુ પરિણામ આવ્યા બાદ સૌને લાગ્યુ કે પોતાની કલ્પના ખોટી હતી

સને ૧૯૭૩ની ૧૪મી ડિસેમ્બરે બી પી સી સીના પદાધિકારીઓનું ઇલેકશન હતું તે માટે અવિધિસરની મીટિંગ ભરાઇ હતી. તે મીટિંગમાં ભાનુભાઇ હાજર નહોતા મીટિંગમાં જે કંઇ નક્કી કરવામાં આવ્યું, તેમાં ભાનુભાઇ વિષે કોઇ પણ પ્રકારનો નિર્ણય લેવામાં આવ્યો નહોતો. ઘણાઓને આથી આશ્ચર્ય ઉદ્ભવ્યું હતું 'આટલા નામોમાં ભાનુભાઇના નામનો ઉલ્લેખ કેમ ક્યાંય જણાતો નથી?'

તા ૧૩મીએ ભાનુભાઇને કોંગ્રેસ હાઉસમાંથી વાડીલાલ પટેલનો ફોન આવ્યા તેમાં તેમને જણાવવામાં આવ્યું

'પાટીલ સાહેબે તમને તમને ત્યાં બોલાવ્યા છે'

આ સંદેશા પ્રમાણે ભાનુભાઇ ૧૧ વાગે પાટીલને ત્યાં ગયા પાટીલે સીધો જ સવાલ તેમને કર્યો

'હવે તમારે ક્યાં સુધી કોંગ્રેસ હાઉસની બહાર રહેવાનો વિચાર છે?'

'હું કોંગ્રેસની બહાર નથી' ભાનુભાઇ બોલ્યા 'હું હંમેશા કોંગ્રેસ હાઉસમાં આવું છું જાઉં છું ની' વોર્ડનું કાર્ય પણ સંભાળું છું જરૂરિયાત પ્રમાણે કોંગ્રેસને સેવા આપતો રહુ છું પછી કોંગ્રેસની બહાર કેમ કહેવાય?'

'મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, તમે કોઇ પણ સ્થાન સ્વીકારીને કોંગ્રેસ હાઉસમાં બેસો મારી આ હાર્દિક ઇચ્છા છે' પાટીલે કહ્યુ

જવાબમા ભાનુભાઇ બોલ્યા

'એ તો તમ ાઇકાલે નક્કી કરી નાખ્યું છે બધા સ્થાનો માટે યોગ્ય વ્યક્તિઓની વરણી થઇ ચૂકી છે હવે મારાથી ત્યાં આવીને કેવી રીતે બેસી શકાય?'

આગલા દિવસની અવિધિસરની મીટિંગમાં નક્કી કરવામાં આવ્યું હતું કે, પ્રમુખ તરીકે પાટીલ, ઉપપ્રમુખ રૂસ્તમ સીધવા, જનરલ સેક્રેટરી તરીકે કાયમના કે. કે. શાહ અને કામચલાઉ ગુણવંત તોડનકર. એ વખતે જનરલ સેક્રેટરી બે રહેતા. જ્યાં સુધી જી. બી. મહાશબ્દે બી. પી. સી. સી.માં કાયદેસર ચૂંટાઇ ન આવે ત્યાં સુધી જ ગુણવંત તોડનકર જનરલ સેક્રેટરી તરીકે રહે. આમા ક્યાંય પણ ભાનુભાઇનો ઉલ્લેખ નહોતો.

એ સમયે છેલ્લી ચૂંટણીમાં મહાશબ્દે ડૉ. ભાસ્કરભાઇ પટેલના હાથે વાલકેશ્વર વિભાગમાં પરાજ્ય પામ્યા હતા. આ પહેલાં જનરલ સેક્રેટરી તરીકે કે. કે. શાહ અને મહાશબ્દે હતા.

આગળ બોલતાં પાટીલે કહ્યું:

'તમે કહો છો એ વાત સાચી હોવા છતાં, મને એ વિષયમાં સંપૂર્ણ સંતોષ નથી. જિલ્લા કમિટીઓ વગેરે નબળી પડતી જાય છે, એ વાત તમારી જાણ બહાર નથી. અંદરઅંદરમાં પણ વિખવાદો છે, આવા સમયે તમારા જેવા અનુભવી, જાણકાર અને સંગઠનવાળા માણસની બી. પી. સી. સી.ને ખાસ જરૂર છે નવા નવા પક્ષો ઊભા થતા જાય છે અને આપણી સંસ્થાને તેની અસર પહોંચતી જાય છે '

પાટીલનું સંભાષણ સાંભળીને ભાનુભાઇ એટલું જ બોલ્યા.

'હું વિચાર કરીને જવાબ આપીશ '

'મને તેમાં વાંધો નથી ' પાટીલે કહ્યું. 'જો કાલ બપોર સુધીમાં તમે જવાબ આપી શકો તો વધ સારું છે. કારણ કે અમારે બીજી મીટિંગ બોલાવવી છે.'

આ બાદ ભાનુભાઈ ત્યાંથી નીકળી ગયા. તેમણે પોતાના સાથીદારો સાથે આ બાબતમાં વિચારણા કરી જોઈ. સૌની સંમતિ લીધા બાદ તેમણે પાટીલને ફોન કર્યો:

'હું તમારી ઓફરનો સ્વીકાર કરું છું.'

પાટીલે સાંજે સાડા છ વાગે અવિધિસરની બીજી મીટિંગ કોંગ્રેસ હાઉસમાં બોલાવી. તેમાં ભાનુભાઈને પણ બોલાવવામાં આવ્યા. આ બીજી દરખાસ્ત રજૂ કરવામાં આવી. તેમાં જણાવવામાં આવ્યું: 'પ્રમુખ પાટીલ, ઉપપ્રમુખ કે. કે. શાહ, જનરલ સેક્રેટરીઓ ભાનુભાઈ અને ચમનલાલ પારેખ, ખજાનચી તરીકે જી. પી. નાયર.

તા. ૧૭મી ડિસેમ્બરના રોજ વિધિસરની ચૂંટણી થઈ. તેમાં અવિધિસરની ચૂંટણીમાં નક્કી કર્યા પ્રમાણેનું પરિણામ આવ્યું. ત્યારથી ભાનુભાઈનો કોંગ્રેસ હાઉસમાં પ્રવેશ થયો.



## [૧૭] —વારંવાર વિરોધ

કોંગ્રેસ હાઉસમા ભાનુભાઈનો પ્રવેશ થવાથી તેમનામા અને પાટીલમાં મતભેદ છે, એવી જે ગેરસમજ લોકોમા હતી તે દૂર થવા પામી. બહાર ચર્ચાઇ રહેલી આ વિગત તેમના બનેથી અજાણ નહોતી તે કારણે પાટીલે ભાનુભાઈને કહ્યુ

'જો કે મારે તમને ખુલાસો કરવાની આવશ્યકતા નથી, છતા કહુ છુ કે લોકોના મનમા જે ગેરસમજ પ્રવર્તે છે તે દૂર કરવાની જરૂર છે એક ગેરસમજ તો દૂર થઇ જવા પામી છે કે, આપણા બનેમા મતભેદ નથી. એટલે આ વાતનું અહીંયા નિરાકરણ આવી ગયુ છે બીજી વાત એ છે કે, લોકોની માન્યતા છે કે અહીં બી પી સી સી મા પાટીલ સરમુખત્યાર બની બેઠા છે મારે તે માન્યતા ખોટી ઠરાવવી છે તમે અહીં કાર્ય કરો તમારા અનુભવથી મારે તમારા મોઢે લોકો પાસે કહેવડાવવુ છે કે, અહીં બી પી સી સીમા સૌ પોતપોતાનુ કાર્ય મુકતપણે કરી શકે છે '

ભાનુભાઇ તો પોતે સ્વતન્ત્રપણે જ કાર્ય કરનારા હોવાથી તેમને માટે તો આવો કોઇ પ્રસંગ ઉદ્‌ભવવાનો સભવ નહોતો તેઓ બી. પી સી સી ના

-જનરલ સેક્રેટરી બનવા છતાં, લગભગ પાંચછ માસ સુધી 'સી' વૉર્ડના
પ્રમુખ તરીકે રહેલા.

બી. પી. સી. સી.માં દાખલ થયા પછી તેમણે જિલ્લા સમિતિની ઓફિસો વ્યવસ્થિત કરી. ઉપરાંત, કેટલીક પેટા સમિતિઓ પણ રચી. ગુમાસ્તા, જનસંપર્ક, જનરલ રિલીફ વગેરે માટે પણ કમિટીઓ નીમી.

આ સમય દરમિયાન એટલે કે સને ૧૯૫૩માં માધવબાગમાં મુંબઈ રાજ્ય ગુમાસ્તા પરિષદ ભરાણી. પરિષદના પ્રમુખ તરીકે પાટીલ હતા. સ્વાગત પ્રમુખ તરીકે ભાનુભાઈ હતા. ઉદ્‌ઘાટન અશોક મહેતાના હસ્તે થયું હતું. મુખ્ય મહેમાન તરીકે શ્રી વી. વી. ગીરી હતા. એમાં ગુજરાત અને મહારાષ્ટ્રના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા આ પરિષદ એટલી બધી સફળતાપૂર્વક પાર પડી હતી કે, હજી પણ કહેવાય છે કે આવી પરિષદ હજી સુધી બીજી કોઈ પણ ભરાઈ નથી.

ભાનુભાઈ વિધાનસભામાં હોઈ ધારાસભા પૂનામાં હોવા છતાં, તેમની હાજરી દર શનિવારે અને રવિવારે મુંબઈમાં રહેતી જેટલો સમય તે મુંબઈમા પસાર કરતા, તેટલા સમયમાં તેઓ બી. પી સી. સી નું કાર્ય સંભાળી લેતા. એ સંસ્થાનું કાર્ય તેમણે સંગીન પાયા પર આણ્યું હતું. આ દરમિયાન એમની નાની બેબી મીરા સને ૧૯૫૩માં પૂના મુકામે ગુજરી ન્યા પામી હતી. પુત્ર નયન કે જેનો જન્મ તારીખ સત્તરમી ડિસેમ્બર ૧૯૪૯માં થયો હતો તે દિનપ્રતિદિન બાળશિક્ષણ પ્રાપ્ત કર્યે જતો હતો.

લગભગ ૧૯૫૪માં અંધેરી પછીનાં પરાંઓ અને ઘાટકોપર પછીના પરાંઓ બી. પી. સી. સી માં હોવા છતાં, બૃહદ મુંબઈમાં નહોતાં તેનો વહીવટ મુંબઈ સરકાર કરતી હતી. તે પરાંઓ મુંબઈ કૉર્પોરેશનના વહીવટમાં નહોતાં. ત્યાં નાની નાની મ્યુનિસિપાલિટીઓ હતી.

એ સમયે ત્યાં મુલુંડ, મલાડ, કાંદીવલી અને બોરીવલીની ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટીની ચૂંટણીઓ આવી. તે ચૂંટણીમાં બી. પી. સી. સી.એ પોતાના તરફથી ઉમેદવારો ઊભા રાખ્યા. તેમાં નવ્વાણું ટકા ઉમેદવારો તેના જ ચૂંટાઇ આવ્યા.

આ દરમિયાન વિધાનસભામાં ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થયા. પહેલો પ્રશ્ન મુંબઇ રાજ્યમાં અંગ્રેજી પાંચમા ધોરણથી કાઢી નાંખીને સાતમા ધોરણથી દાખલ કરવાનો આવ્યો. કોંગ્રેસ પાર્ટીમાં જ્યારે આ પ્રશ્ન આવ્યો ત્યારે ભાનુભાઇએ સખ્ત રીતે એનો વિરોધ કર્યો. વિરોધના કારણે વોટ લેવાનું નક્કી કરવામાં આવ્યું. તેમાં મુંબઇના બાર સભ્યોએ વિરુદ્ધ મત આપ્યો. ઉપરાંત, દીનકરભાઇ દેસાઇ કે જેઓ પોતે તે સમયે શિક્ષણપ્રધાન હોઇ એ પ્રશ્નનો અમલ તેમણે કરવાનો હતો તેમણે પણ વિરુદ્ધમાં મત આપ્યો. ચૌદમા જીવરાજભાઇએ પણ વિરુદ્ધમાં મત આપ્યો. આ રીતે ચૌદ મત ભાનુભાઇના પક્ષે પડયા.

આ સરકાર મોરારજીભાઇની હતી. તેઓ પોતે જ અંગ્રેજી કાઢી નાંખવાની દરખાસ્ત લાવ્યા હતા. તેમની સામે બોલવાની હિંમત કોઇ કરી શકતું નહોતું. આ વખતે ભાનુભાઇએ સખ્ત વિરોધ કર્યો. મોરારજીભાઇ બીજી પણ એક વાત માનતા હતા કે, અપર કાઉન્સિલ ન હોવી જોઇએ પાર્ટીમાં આ દરખાસ્ત એક વખત આવી ભાનુભાઇએ તે દરખાસ્તનો વિરોધ કરતાં કહ્યુ:

'અપર કાઉન્સિલ હોવી જરૂરી છે. જ્યાં સુધી લોકશાહી યશસ્વી નીવડે નહિ ત્યાં સુધી અપર કાઉન્સિલની ખાસ આવશ્યકતા છે. તેનું કારણ એ છે કે તેમાં જુદાં જુદાં ક્ષેત્રના અનુભવી માણસો હોય છે. તેમના અનુભવનો લાભ સરકારને અને જનતાને મળે છે તે લોકો સરકાર અને જનતાની વચ્ચે સાંકળસમાજ હોય છે.'

આ બાબતમાં કૃન્ત બાબુભાઈ ચીનાઈએ જ ભાનુભાઈને ટેકો આપેલો–બાબુભાઈ ચીનાઈ એ વખતે એમ એલ સી હતા ફરીથી પાર્ટીમા આ અંગે મત લેવાયા વિરુદ્ધમા મત ઓછા પડતાં, સર્વાનુમતે ઠરાવવામાં આવ્યુ કે 'કાઉન્સિલ જરૂરી જોઈએ'

આ દરખાસ્ત ધારાસભાની મુંબઈની બેઠકમા આવી હતી તેમા વિરોધ પક્ષના પણ કેટલાક લોકોએ વિરોધ કર્યો હોવા છતાં, ધારાસભામા તે દરખાસ્ત પાસ થઈ હતી અપર કાઉન્સિલ નહિ હોવી જોઈએ એમ ઠરાવવામા આવ્યું હતુ

આ દરમિયાન કેન્દ્ર સરકારે નીમેલ રાજ્ય પુનરચના કમિશનનો રિપોર્ટ આવ્યો તેમા ત્રણ રાજ્ય (Three State)નો મુદ્દો સુચવવામા આવ્યો હતો. તે રાજ્ય એ કે ગુજરાત મુંબઈ અને મહારાષ્ટ્ર મહારાષ્ટ્રની રાજધાની પૂના બને.

આ દરખાસ્તને મુંબઈ રાજ્યે સ્વીકારી લીધી પરંતુ તે વખતના મહારાષ્ટ્રના કેટલાક લોકોને લાગ્યુ કે પૂનામા જો ધારાસભા રહે તો કાઉન્સિલ (Council)ની જરૂર છે આથી તે માટે બાળાસાહેબ દેસાઈએ તે વિષનો સુધારો રજૂ કર્યો કે 'કાઉન્સિલ હોવી જોઈએ' બાળાસાહેબ તે વખતે પ્રધાન નહોતા ફક્ત ધારાસભ્ય હતા અને મહારાષ્ટ્ર પ્રદેશ કોંગ્રેસ કમિટીના સેક્રેટરી હતા. તેમણે કહ્યુ

'ગુજરાતને કાઉન્સિલની જરૂર ન હોય તો ભલે તે ન રાખે મહારાષ્ટ્રને તો તેની ખાસ જરૂર છે'

આથી મહારાષ્ટ્ર પૂરતો એ મુદ્દો પસાર કરવામાં આવ્યો (હાલમા પણ ગુજરાતમા અપર કાઉન્સિલ નથી)

દીનકરભાઈ દેસાઈ એ વખતે શિક્ષણપ્રધાન હતા. તે ઉપરાંત આરે કોલોની તેમના તાબામાં હતી. એ કારણે તેઓ એક બીલ લાવ્યા કે, 'પાશ્ચરાઈઝડ દૂધ સિવાય મુંબઈમાં બીજું કોઈ દૂધ વેચાવું ન જોઈએ. એની શરૂઆત 'એ' વોર્ડથી કરવી અને ધીમે ધીમે 'બી' 'સી' પ્રમાણે અનુક્રમે આગળ વધવું.'

આ દરખાસ્ત દૂધના મોટા વેપારીઓ સ્વીકારી લે તેમ હતા. કારણ કે આ વાત તેમના લાભમાં હતી. પરંતુ નાના વેપારીઓ તેમ જ ભૈયાઓનો તે બાબતમાં સખ્ત વિરોધ હતો. તેમનો તે વિરોધ સાંભળવાને કોઈ તૈયાર નહોતું.

આ બીલ પહેલાં અપર કાઉન્સિલમાં લાવવાનું નક્કી થયેલું. આ વખતે ધારાસભાની બેઠક પૂનામાં હતી. કાઉન્સિલ હોલની નજીકમાં આવેલા મોરારજી સેનેટોરિયમમાં સભ્યો ઊતરતા હતા. બપોરે બાર વાગે ભાનુભાઈ જ્યારે કાઉન્સિલ હોલ તરફ પાર્ટીની મીટિંગમાં જઈ રહ્યા હતા ત્યારે ઈન્દ્રવદન ઓઝાએ રસ્તામાં ભાનુભાઈને કહ્યું:

'નાના વેપારીઓ અને ભૈયાઓની ઘણી ફરિયાદો આવી છે, તેમને આ બીલ પસંદ નથી. તેમની વતી અમે ઘણાને સમજાવ્યા પણ કોઈ સમજવા તૈયાર નથી. આમાં નાના વેપારીઓ મરી જશે અને મોટા વેપારીઓ ફાવી જશે.'

ભાનુભાઈ ઈન્દ્રવદન ઓઝાની વાત સમજી શકયા. તેમણે પાર્ટીની મીટિંગમાં મોરારજીભાઈને સમજાવતાં કહ્યું:

'આ દૂધની તમે બે પૈસા કે ચાર પૈસાની બાટલીઓ તૈયાર કરશો?'

'બે પૈસા કે ચાર પૈસાનું દૂધ કોણ ખરીદે છે?' મોરારજીભાઈ બોલ્યા. તેમને ખ્યાલ પણ કયાંથી હોય કે ભારતની ગરીબી કેવી છે?'

બાજુમાં બેઠેલાં કાઉન્સિલનાં ડેપ્યુટી ચેરમેન જેઠીબહેન સિપાહીમાલાની પણ બોલ્યાં:

'બે પૈસા કે ચાર પૈસાનું દૂધ કોઈ ખરીદતું નથી વિના કારણ આવી દલીલો કરવાથી શો ફાયદો?'

એમને બિચારાને અનુભવ સિવાય ક્યાંથી ખબર હોય કે, ગરીબ ભારત દેશના સામાન્ય કુટુંબની ઘરરખ્ખુ સ્ત્રીઓ પોતાનો ઘરસંસાર કેવી રીતે કરકસરથી ચલાવતી હોય છે! પરંતુ ત્યાં હાજર રહેનારાઓ બોલ્યા

'ઘણા લોકો ખરીદે છે બધા શ્રીમંતો નથી કે શેર કે બશેર દૂધ ખરીદી શકે'

'ઉપરાંત, એ પરિસ્થિતિ ઉપસ્થિત થશે કે, 'એ' વોર્ડમા મળતું પાશ્ચ-રાઈઝડ દૂધ ન ખરીદતાં લોકો 'બી' વોર્ડમાથી ચાનું દૂધ ખરીદશે.' ભાનુભાઈ બોલ્યા

આ વાત મોરારજીભાઈના મગજમાં ઊતરી મોરારજીભાઈએ રસ્તો કાઢ્યો કે, 'આ બીલને જાહેર અભિપ્રાય માટે રાખવું' આ કારણથી બપોરે એ બીલ કાઉન્સિલમાં આવી શક્યું નહિ જનતાના અભિપ્રાય માટે છ માસની મુદત મુકરર કરવામા આવી આ છ માસમા ભાનુભાઈ વગેરેએ લોકોએ આના પરિણામનો સવિસ્તર ખ્યાલ આપ્યો અને બીલ વિરુદ્ધનું માન ! કેળવ્યું છેવટે બીલની વિરુદ્ધમાં લોકોએ પોતાના મતો આપવા માડ્યા. આ કારણથી એ બીલ ફાઈલ થઈ ગયું



## [ ૧૮ ] —કાર્યમાં સતત મશગૂલ

થોડા સમયમાં S. R. C. રાજ્યનો પુનઃરચનાનો રિપોર્ટ આવ્યો એટલે મુંબઈનું વાતાવરણ બગડયું. આ રિપોર્ટ અને ૧૯૫૫ના દૂધના પ્રસંગ પછી તરત જ આવ્યો. મરાઠી અને બિનમરાઠી ભાષાની બાબતમાં મુંબઈનું વાતાવરણ કલુષિત થયું. બી. પી. સી. સી. કસોટીએ ચઢી. તે ત્રણ રાજ્યના મુદ્દામાં માનતી હતી. એટલે એણે એ મુદ્દો સ્વીકાર્યો હતો. કેટલાક જૂના કોંગ્રેસી કાર્યકરો બી. પી. સી. સી.માંથી છૂટા થવા લાગ્યા. તેમાં ડૉ. નરવણે વગેરેનો પણ સમાવેશ થતો હતો. તેમણે કોંગ્રેસમાંથી પણ રાજીનામું મૂક્યું. પાટીલે નક્કી કર્યું કે, કોંગ્રેસ પાર્ટી તરફથી મ્યુનિસિપલ કોર્પોરેશનમાં પણ આ ઠરાવ પસાર કરાવવો. તે વખતે કોર્પોરેશનમા કોંગ્રેસ પક્ષના નેતા સાલેહભાઈ અબ્દુલ કાદર હતા.

પરંતુ પાછળથી કોંગ્રેસ પાર્ટીમાં પણ ભંગાણ પડ્યું. તેરચૌદ મરાઠીભાષી સભ્યો ઠરાવની વિરુદ્ધમાં હતા. તેઓએ કહ્યું કે ' આ ઠરાવમાં અમે સહમત થઇ શકીશુ નહિ ' તેમ કહેનારાઓમાં મહાશબ્દે, પ્રભુ, દેવરૂખકર, ઠાકરે, કાનડારે, પરશરામ પુપાલા, વગેરે હતા.

એ વખતે પાટીલ બી. પી. સી. સી ના પ્રમુખ હતા. પોતે પ્રધાનપદે નહોતા છતાં, મોટા ભાગે તે દિલ્હીમાં રહેતા ડ્રાફ્ટ પાટીલની હાજરીમાં તૈયાર કરવામા આવ્યો હતો. ડ્રાફ્ટ કર્યા બાદ પાટીલ દિલ્હી ચાલ્યા ગયેલા. ઉપપ્રમુખ તરીકે કે કે શાહ હતા તેમણે ઑપરેશન કરાવેલું હોવાથી તે ઘેર રહેતા હતા આ કારણે સેક્રેટરી તરીકે ભાનુભાઈની જવાબદારી વધી ગઈ હતી. આ સમય ખરી કસોટીનો હતો સાલેહભાઈને પણ શકા થઇ હતી કે, આ ઠરાવ કોર્પોરેશનમા પસાર થઈ શકશે નહિ એમણે પોતાની શંકા ભાનુભાઈ પાસે વ્યકત કરતા કહ્યુ:

'મને શકા છે કે, કોર્પોરેશનમા આપણે ફાવી શકીશું નહિ. માટે જો તમે પાટીલને દિલ્હીથી બોલાવી લો તો ઠીક થશે '

ભાનુભાઈએ ફોનથી પાટીલને દિલ્હી સમાચાર આપ્યા.

' અહીંની પરિસ્થિતિ વિકટ છે. જલદી આવો તો સારું' '

' જો મારું નાક કપાવાનું જ હોય તો ભલે હુ અહીં હોઉ. વિના કારણ મને ત્યા બોલાવીને મારુ નાક શા માટે કપાવો છો ! ' પાટીલે જણાવ્યું.

' નાક કપાવાની વાત બાજુએ મૂકીએ તો તમારી શરમ અડશે, એ વાત નિશ્ચિત છે ' ભાનુભાઈએ તેમને સમજાવ્યુ

એ વખતે મુંબઈના મેયર નરસિંહરાવ પુપાલા હતા. ભાનુભાઈએ તેમને સમજાવીને પાટીલ આવે ત્યાં સુધી વોટિંગ થવા ન દીધું. જો વોટિંગ થયું હોત તો વિરોધ પક્ષે થાત, એ વાત નક્કી હતી.

પાટીલ મુંબઈ આવી પહોંચ્યા અને તે તેરચૌદ જણાને બી.પી.સી.સી.ની ઑફિસમાં બોલાવીને સમજાવતાં કહ્યું:

'આજ સુધી મેં તમને ઘણા પ્રકારે મદદ કરી છે, આટલી વખત મારી ઈચ્છાને માન આપીને તમે માની જાવ તો સારું. છતાં, તમે તેમ ન કર શકતા હો એટલે કે સહમત ન થઈ શકતા હો તો વોટિંગ વખતે ગેરહાજર રહેજો. પરંતુ વિરુદ્ધમાં મત તો ન જ આપતા.'

જવાબમાં તે લોકોએ ગોળગોળ ભાષામાં જણાવ્યું.

'અમે ગેરહાજર રહીશું.'

બીજે દિવસે જ્યારે વોટિંગનો સમય થયો ત્યારે તે બધા જ ત્યાં હાજર રહ્યા અને ગઈ કાલની વાત ભૂલી જઈને વિરુદ્ધમાં મતો આપ્યા, આથી ત્રણ રાજ્ય ફોર્મ્યુલાનો સ્વીકાર કરતો બી. પી. સી. સી.નો ઠરાવ ઊડી ગયો.

એ દરમિયાન ભાષા-આંદોલનો શરૂ થઈ ગયાં હતાં. તોફાનો પણ થવા લાગ્યાં હતાં. મીટિંગો થતી હતી. ભાનુભાઈએ લોકોની ગેરસમજૂતી દૂર કરવા માટે ભાષણો આપવા માંડયાં હતાં. તેમનો અને કે. કે. શાહનો મજબૂત ટેકો મળવાથી પાટીલનો જુસ્સો વિશેષ જળવાઈ રહ્યો હતો. રાતના બબ્બે વાગ્યા સુધી તે બંને જણા મહેનત કરતા હતા. વિરોધ પક્ષના આંદોલનોનો સામનો કરવામાં સતત પરિશ્રમ કરી રહ્યા હતા.

એક વખતે જનરલ થીમૈયાએ અમદાવાદમાં ભાષણ આપતાં કહેલું,

'લશ્કરો લઢે ને જે દેખાવો જીતાલામાં હારેલાઓ પર ન કરે, તેવા દેખાવો મુંબઈની શેરીઓમાં થયાં છે. તેમાં ભાષાકીય લઘુમતીઓએ જે માર ખાધો છે તે અવર્ણનીય છે.'

એ વખતે ડેપ્યુટી કમિશનર મિ. બાબુરાવ શાહ હતા. ભાનુભાઈ વગેરેએ તે સમયે લઘુમતી કોમના ઘણા સભ્યોને રિવૉલ્વરોનાં લાઈસન્સ અપાવેલાં. એમ

હોવા છતાં તેઓ મહારાષ્ટ્રિયનો સાથે પ્રેમથી સુમેળ જાળવી શક્યા હતા. બંને કોમ વચ્ચેનું અંતર પણ તેમણે ઓછું કરી નાખ્યું હતું આમા કોઈ પણ ભાષાકીય પ્રશ્નને સ્થાન આપવામાં આવ્યું નહોતું તેમ જ કોઈ પણ ભાષાકીય વિરુદ્ધમાં કંઈ પણ કરવામાં આવ્યું નહોતું. આમ છતાં લઘુમતી ભાષાકીય લોકોને બચાવી લઈને બધાનો સુમેળ જાળવી રાખ્યો હતો.

એ સમયે 'કોંગ્રેસ મહાદેવભાઈ શાસ્ત્રી લાયબ્રેરીનું ઉદ્ઘાટન ઢેબરભાઈના હસ્તે ઝીણા હોલમાં થનાર હતું જ્યારે તેનો સમારંભ ચાલી રહ્યો હતો ત્યારે એકાએક હલ્લો આવી પહોંચ્યો અને સમારંભ તરફ પથ્થરમારો શરૂ થયો. તે પથ્થરમારામા ભાનુભાઈને વાગેલું.

તોફાનો થવાથી કેન્દ્ર સરકારે ફોર્મ્યુલા બદલીને નાનું દ્વિભાષી વિદર્ભ સિવાયનું જાહેર કર્યું. બી. પી. સી સી.એ તેનો સ્વીકાર કરી લીધો.

આ જાહેરાતથી પણ મહારાષ્ટ્રને સંતોષ ન થયો. ફરીથી વધુ તોફાનો થતાં અટકાવવા માટે કેન્દ્ર સરકારે વિદર્ભ સાથેનું વિશાળ દ્વિભાષી જાહેર કર્યું.

આમ થતાં અમદાવાદનું વાતાવરણ બગડ્યું. ત્યાં મહાગુજરાત પરિષદનાં પગરણ મંડાયાં અને મહારાષ્ટ્રમાં તેનો વિશાળ દ્વિભાષીનો વિરોધ થયો.

તે વખતે મુંબઈ, ગુજરાત, મહારાષ્ટ્ર, નાગપુર, વિદર્ભ અને મરાઠાવાડ પ્રદેશ કોંગ્રેસ કમિટી (P.C.C.) હતી એ. આઈ. સી. સી એ વિશાળ દ્વિભાષી થવાથી છ પી. સી સી.ને બદલે એક જ પી. સી. સી. રાખવી, એવી દરખાસ્ત રજૂ કરી આથી ભાનુભાઈએ નહેરુને પત્ર લખીને પૂછાવ્યું:

' તમે આ વિશાળ દ્વિભાષી કાયમ રાખવાના છો કે કેમ ? કે પછી બે વખત બદલાયા પ્રમાણે ત્રીજી વખતે પણ બદલવાના છો ? જો હજી પણ તમે બદલાબદલી કરવાના હો, તો આ છ પી સી. સી.ઓ સંકેલી લઈને,-

તેને બદલે એક જ પી. સી. સી. કરવાનો કંઈ જ અર્થ નથી. જો એમ કરવામાં આવશે, તો નહિ અહીંના કે નહિ ત્યાંના, એવી પરિસ્થિતિ ઊભી થશે.'

જવાબમાં નહેરુએ જણાવ્યુ,

'હુ કંઈ ડિકટેટર નથી, કે જે થાય તે હંમેશનું થઈ રહે. આ લોકશાહી છે. લોકશાહીમાં કોઈ જ વસ્તુ કાયમી હોઇ શકતી નથી, બાહોશ જનરલ એટલે કે આગેવાન એ કહેવાય કે, નાસવાનો સમય આવે તો નાસવાનો માર્ગ પણ શોધી રાખેલો હોવો જોઇએ. માટે તમારે જો પી. સી. સી. (P C. C) એક કરવી હોય તો એક કરજો અને ન કરવી હોય તો ન કરતા.'

આ સમય દરમિયાન એટલે કે સને ૧૯૫૫ની આખરમાં પાટીલ કેન્દ્રમાં ગયા અને બી. પી. સી. સી.ના પ્રમુખ કે. કે. શાહ થયા. પાટીલના મિત્ર એમ. પી. સામંત ઉપપ્રમુખ થયા. આખા દ્વિભાષી મુંબઈ રાજ્યની એક પ્રદેશ કોંગ્રેસ કમિટી થઈ. ઉપરોક્ત જે છ કમિટીઓ હતી એને વિભાગીય કોંગસ કમિટીનો દરજ્જો મળ્યો. B. P. C. C.માં આગળ જણાવેલી છ કમિટીઓનો સમાવેશ થયો.

પાટીલ કેન્દ્રમાં જતાં પહેલાં તેમના પ્રમુખપણા નીચે, સને ૧૯૫૫ના ઓગસ્ટની સાતમી તારીખે ભાનુભાઈને, તેમના અનેક શુભેચ્છકો તરફથી નીચે પ્રમાણેનું માનપત્ર આપવામ' આવ્યું હતું.

"સત્યમેવ જયતે'

"સેવા એટલે મહાયોગ."

ચાંદો જાગે સૂરજ જાગે જગની સેવા કરવા,
મેઘ જાગતો અવસર આવે કણકણમાં રસ ભરવા.

જનગણના મન ! રસથી સભર કરવા, કિશોરાવસ્થાથી જ કર્તવ્યની કેડીએ કદમ રાખનાર, આજીવન સેવાવ્રતધારી, મુંબઈ પ્રદેશ કોંગ્રેસના મહામંત્રી અને મુંબઈ રાજ્ય વિધાનસભાના માનનીય સભ્ય

શ્રીયુત ભાનુશંકર એમ યાજ્ઞિક

—પ્રતિ—

સાદર સમર્પણ

માનપત્ર

શ્રીયુત ભાઈશ્રી ભાનુશંકર યાજ્ઞિક,

આપશ્રીને સન્માનવાના સાંપડેલા આ સુઅવસરને અમે ઉત્સવરૂપ લેખીએ છીએ અમારે મન આજનો દિવસ એક મંગલકારી પર્વનમ છે ગુણીજનોના ગુણગાન ગાવા એ પર્વનો મર્મ સર્વજન સ્વીકાર્ય છે અમે પણ આજે આપ જેવા આજીવન સેવા વ્રતધારી, રાષ્ટ્ર અને સમાજને ચરણે નિઃસ્પૃહ ભાવે છેલ્લા પચ્ચીસ વર્ષથી એકધારી સેવા અર્પનાર એકનિષ્ઠ નાયક નેતાનુ સન્માન કરી, પર્વવત ઉત્સવનો આનંદ અનુભવીએ છીએ

જેમ ભગવાન દિનમણીનો રથ આકાશ આંગણે આવે છે, અને વિશ્વના ઉદ્યાનના પુષ્પો, દિનમણીના સૌમ્ય કિરણોના સ્પર્શથી ખીલી ઊઠે છે તેમ આપના સાધનામય કર્તવ્યપરાયણ જીવનમાંથી નીકળતા શાંત, સૌમ્ય અને સ્નિગ્ધ રશ્મિઓના સ્પર્શથી, અમારી ભાવનાઓનુ બીડાયેલું સહસ્ર પાંખડીનું કમળ પૂર્ણપણે ખીલી ઊઠ્યુ છે

ભાઈશ્રી ભાનુભાઈ, સમાજ અને રાષ્ટ્રના નવઘડતર કાજે આપ અવિશ્રાંત શ્રમ કરી રહ્યા છો જ્યા જ્યા અને જ્યારે જ્યારે આપની સેવાની જરૂર જણાઈ છે, ત્યા ત્યાં આપ તે જ વખતે દોડી ગયા છો. જનસેવાની વેદિ

પર આજીવન વ્યતીત કરવાનો જ્યાં જ્યાં શુભ સંકલ્પ હોય, ત્યાં સર્વ પ્રવૃત્તિઓ સેવાકેન્દ્રિત જ હોય, એમાં શું આશ્ચર્ય !

ભાઈશ્રી, આપને છેક કિશોરાવસ્થાથી જ સેવાની મોહિની લાગી હતી. સને ૧૯૨૯મા ફકત સોળ વર્ષની વયે આપ કૉંગ્રેસમાં તે વખતે ક્રાંતિકારી મનાતી સંસ્થામા જોડાયા. આ પછી, આપે માતૃભૂમિના મુકિત જંગમાં યા હોમ ઝૂકાવ્યુ. સને ૧૯૩૦ થી ૧૯૪૪ સુધીમાં આપે પારાવાર યાતનાઓ વેઠી. આ સમય દરમિયાન આપ સાત સાત વાર જેલયાત્રાએ જઈ આવ્યા. કારાવાસના કારમા કષ્ટોથી આપ દીન ન બન્યા પણ દીન દલિતજનોનાં દુઃખો દૂર કરનાર લોકસેવક બન્યા છો.

પ્રિય ભાઈ, દેશની આઝાદી પછી, કલ્યાણરાજ્યની સ્થાપનાના આદર્શ ધ્યેયને લક્ષમા રાખી, આપે અનેકાનેક પ્રવૃત્તિઓ આરંભી છે. આઝાદી પ્રાપ્તિ પછી પણ આગમ ખુરશી આપે શોધી નથી આપ તો એ જ અણનમ કર્તવ્ય-નિષ્ઠ યોદ્ધા જ રહ્યા છો. સમાજનો સર્વોદય સાધવા, આપ, આજે પણ અનેક મોરચે ઘૂમો છો. શિશુ-પ્રવૃત્તિઓથી માંડીને કામદારોની આરોગ્યવિષયક એવી ઘણી ઘણી પ્રવૃત્તિઓમાં આપ સક્રિય રસ લો છો. મુંબઈ પ્રદેશ કૉંગ્રેસના માનનીય મંત્રી તરીકે પણ આપ બોજો વહી રહ્યા છો મુંબઈ પ્રાતની ધારાસભાના માનનીય સભ્ય તરીકે, આપ રાજ્યના ઘણા પ્રશ્નો હલ કરવામાં અમૂલ્ય સહાય કરી રહ્યા છો રાજ્ય સરકારે બેગર્સ એકટ તથા રોડ ડેવલપમેન્ટ કમિટીમાં આપને નિયુકત કરી આપની સેવા લીધી હતી

વહાલા ભાઈશ્રી, આપ અમારા 'સી' વોર્ડ ભૂલેશ્વરના તો આત્મા છો. આપ અમારી વચ્ચે રહી કાર્ય કરી રહ્યા છો - એથી તો અમે કહીએ છીએ કે 'સી' વોર્ડમા ભાનુ સદા પ્રકાશે છે અહીં રાત કદી પડતી નથી. આપના શાંત, સુશીલ, સૌમ્ય સ્વભાવથી આ વોર્ડમાં આપે કાર્યકર–જૂથ ઊભુ

કર્યું છે મુખ્યત્વે મધ્યમ વર્ગથી મર્દિત આ વિભાગ સાંસ્કૃતિક, સામાજિક અને રાષ્ટ્રિય આંદોલનથી સદા આંદોલિત રહ્યો છે એનો યશ, ભાનુભાઈ, આપને ફાળે જાય છે આ વોર્ડના પ્રતિનિધિ તરીકે સુધરાઈમા આપે લાંબા સમય સુધી સેવા આપી છે તેમ જ આ વિભાગની મૈત્રિમ કચેરીના પ્રમુખ તરીકે પણ આપે આજ સુધી સેવા બજાવી છે

લોકસેવક ભાઈશ્રી, આપની નિસ્વાર્થ સેવામાં શહેરના મધ્યમ વર્ગના દિલ જીતી લીધાં છે ગુમાસ્તા આપને અગ્રણી ગણે છે અને વ્યાપારી પણ આપની સલાહ લે છે આપની આ લોકપ્રિયતા એ જ આપને ગત ધારાસભાની ચૂટણીમાં જ્વલંત વિજય અપાવ્યા હતો એ ચૂટણીની વાત યાદ આવે છે, અને આપે ફૂલસવાડી વિભાગના મતદારોના દિલને જીતવા કરેલા અથાગ પ્રયાસો પણ આંખ સામે આવે છે આ વિભાગમા આપે ધીરતાથી, અનેરી નમ્રતાથી પ્રચારકાર્ય જારી રાખ્યુ અને જનતાની કોંગ્રેસનો વિજય-વાવટો ફરકાવ્યો

પ્રિય ભાઈ, આપ ભલે કોઈ વિદ્યાપીઠના સ્નાતક ન બન્યાં હો પણ ઘણા સ્નાતકોને ઇર્ષા ઉપજે એવું ગૌરવ સ્થાન જનગણના મનમાં આપે પ્રાપ્ત કર્યું છે પૂજ્ય બાપુજીની સત્યાગ્રહની પ્રયોગશાળામા રહી આપે સ્વાનુભવથી જીવનની વાસ્તવિકતાનું દર્શન કર્યું છે •

ભાઈશ્રી, આપે દ્રવ્યોપાર્જનને હમેશાં ગૌણ ગણ્યું છે દ્રવ્યની લાલસાને તજી, સતત સમાજસેવાના કામમા નિમગ્ન રહેવું એ અનુપમ જાગૃત દશા તો, ભાનુભાઈ, આપ જેવા સેવા યોગી જ દાખવી શકે.

મુરબ્બી ભાઈશ્રી, આપનો સેવાપ્રવાસ નિષ્કલંક છે. આપની જીવન કિતાબમાં, વધુ યશસ્વી પાના ઉમેરાય અને દેશની ઉન્નતિની નિસરણી બની

સેવા કરવાના આપના કોડ પૂરા કરવા ત્રિલોકનાથ આપને શક્તિ અને દીર્ઘાયુ બક્ષે એ જ મંગળકામના.

સમારંભના પ્રમુખ :- શ્રી. એસ. કે. પાટીલ, M. P.
(પ્રમુખ : મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટી)

લિ. અમે છીએ 'સી' વોર્ડના આપના મિત્રો અને શુભેચ્છકો :-
મુંબઈ, તા. ૭-૮-૧૯૫૫

(.....અહીં નામો છે) તથા અન્ય બંધુઓના વંદે માતરમ્.



## [ ૧૯ ] —બી. પી. સી. સી. ના પ્રમુખ બન્યા

દિવસો વીતતા યશવંતરાવ ચવ્હાણ સાથે ભાનુભાઈનો સંબંધ વધતો જવા લાગ્યો. તેમનો સંબંધ ૧૯૪૮થી હોવા છતાં, તોફાનો પછી બંને જણા એક્ બીજાની વધુ નજીક આવી ગયા હતા. તેમાં પણ ભાષાકીય પ્રશ્ન વખતે ભાનુભાઈ તેમની વધુ નજીક આવવા ઉપરાંત, તેમના સલાહકાર પણ બની ગયા હતા.

ભાનુભાઈ પ્રત્યે મરાઠીભાષી લોકોની પણ સારી ચાહના હતી. મરાઠી વર્તમાનપત્રોએ પણ તે વખતે તેમને માટે સારા અભિપ્રાયો દર્શાવ્યા હતા: લોકોને એમ નહોતું લાગતું કે, ભાનુભાઈ અમુક લોકોને જ મદદ કરે છે. લોકોની એ માન્યતા પણ સાચી હતી. તેઓ હંમેશાં તટસ્થ રીતે જ કાર્ય કરતા હતા.

મોટી B.P.C.C. ના પ્રમુખ શ્રી. ઠાકોરભાઈ દેસાઈ હતા, એ વખતે એમ નક્કી કરવામાં આવેલું કે, મુખ્ય પ્રધાન જો મહારાષ્ટ્રિયન હોય તો બી. પી. સી. સી.ના પ્રમુખ ગુજરાતી હોવા જોઈએ.

સને ૧૯૫૭માં રાજ્યની નવી ચૂંટણીઓ આવી તે વખતે કુંભારવાડા વિભાગમાં ભાનુભાઈ ઊભા રહ્યા, ભાષાકીય પરિસ્થિતિ બહુ ખરાબ હતી,

આમ હોવા છતાં, મહારાષ્ટ્રિયનોનો સહકાર સારો હોવાથી તે વિભાગમાં ભાનુભાઈ સારા મતે ચૂંટાઈ આવ્યા.

ચૂંટણીમાં ધારાસભ્ય તરીકે ચૂંટાઈ આવ્યા બાદ, તેમને પ્રધાનપદ માટે આમંત્રણ આપવામાં આવેલું પરન્તુ તેમણે તે સ્થાનનો સ્વીકાર ન કરતાં સંગઠનનું કાર્ય વધારે પસંદ કરેલું.

સને ૧૯૫૭માં કેટલાક પ્રસંગો એવા બનવા પામ્યા કે, કે. કે. શાહ સાથેના સંબંધોમાં કંઈક વિક્ષેપ પડવા પામ્યો.

આ સાલમાં કોર્પોરેશન સંયુકત મહારાષ્ટ્ર સમિતિના હાથમાં ગઈ. ધારાસભામા પણ ૨૪માંથી ૧૧ બેઠકો કોંગ્રેસને મળી હતી. સમિતિના હાથમાંથી કોર્પોરેશન જતા તે વાર વાર સરકાર વિરુદ્ધ ઠરાવો લાવવા લાગી. સને ૧૯૫૭ના જુલાઈ માસમાં સરકાર વિરુદ્ધ અવિશ્વાસનો ઠરાવ કોર્પોરેશનમાં લાવ્યા. તે સમયે કે. કે. શાહ મુબઈ વિભાગીય કોંગ્રેસ કમિટી B.R.C.C.ના પ્રમુખ હતા, તેમણે જાહેર કર્યું કે:-

'આપણે સરકાર વિરુદ્ધના આ ઠરાવની સામે વિરુદ્ધમાં કોર્પોરેશન પર મોરચો લઈ જવો.'

ભાનુભાઈ આ બાબતમા સંમત થયા નહોતા, છતા બી. આર. સી. સી. ને – પક્ષને – માન આપીને તેમાં સામેલ થયા.

આ વખતે સમિતિએ નક્કી કર્યું કે સરકારમાં અવિશ્વાસની લાગણી દર્શાવવા માટે ઑગસ્ટની ૩જી તારીખે કાઉન્સિલ હૉલ પર મોરચો લઈ જવો. તેની સામે કે. કે. શાહે જણાવ્યુ કે, વિશ્વાસની લાગણી દર્શાવવા માટે બી. આર. સી. સી.એ પણ ત્યા મોરચો લઈ જવો. ભાનુભાઈને આ વાત ન

ગમતાં તે કે. કે. શાહને રૂબરૂમાં પોતાનો વિરોધ દર્શાવ્યો અને પત્ર દ્વારા પણ લખી જણાવ્યું :

'આ યોગ્ય થતું નથી. સામસામા મોરચા કાઢવાથી શહેરનું વાતાવરણ કલુષિત થશે. સત્તાધારી પક્ષે મોરચા કાઢવા, એ એની નબળાઈ ગણાશે. ઉપરાંત, ભાષાકીય લઘુમતીને સહન કરવું પડશે!'

—અને તેમણે બી. આર. સી. સી. ના મંત્રીપદનું રાજીનામું મૂક્યું. આ વાત આગળ વધતી અટકાવવા માટે, મુંબઈના મુખ્યપ્રધાન શ્રી. યશવંતરાવ ચવ્હાણે નવો માર્ગ શોધી કાઢયો. તેમણે બી. પી. સી. સી. ને અપીલ દ્વારા જણાવ્યું કે 'સરકાર પક્ષીય પક્ષે આવા મોરચા કાઢવા યોગ્ય નથી.'

યશવંતરાવ ચવ્હાણની અપીલ બી. આર. સી. સી.એ માન્ય રાખી. તેણે મોરચો કાઢવાનું મોકૂફ રાખ્યું. આમ થવાથી ભાનુભાઈએ પોતે આપેલું રાજીનામું પાછું ખેંચી લીધું.

સને ૧૯૫૭ પ૮માં બી. આર. સી. સી.એ ઑલ પાર્ટી કાશ્મીર સમિતિ રચી તેમાં કે. કે. શાહ પ્રમુખ બન્યા અને ભાનુભાઈ સેક્રેટરી બન્યા. આ સમિતિના બધા સભાસદોને કાશ્મીરની બક્ષી સરકારે આમંત્રણ આપ્યું. આખી સમિતિ ત્યાં ગઈ. તે સમિતિમાં વિરોધ પક્ષના અત્રે, મીરજકર, વગેરેનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. કાશ્મીરના લોકો સાથેના સંબંધો સારા રહે,—આ હેતુ સમિતિ રચવાનો હતો.

સમિતિ સાથે મુંબઈના આગેવાન પત્રકારો પણ ગયા હતા. ઉપરાંત, ઉદ્યોગપતિઓ, રાજ્યપક્ષના આગેવાનો, વિષ્ણુપ્રસાદ દેસાઈ, મનુભાઈ ભીમાણી, વગેરે હતા. બધા મળીને લગભગ ચાલીસેક માણસો હતા.

આ લોકો લગભગ અઢાર દિવસ કાશ્મીરમા રહ્યા શ્રી બક્ષીએ બધાને રાજ્યના મહેમાન તરીકે રાખેલા કે કે શાહ અને ભાનુભાઈ પોતાના કુટુબ સાથે ગયેલા, બધી સૌને યુદ્ધ–હરાળ સુધી પણ લઈ ગયેલા કાશ્મીરમા સાથે રહેવાથી કે કે શાહ અને ભાનુભાઈના સબધો પાછા સારા થઈ ગયેલા.

એ જ અરસામા ઘોઘારી મહોલ્લામા બહુ મોટી આગ લાગેલ અનેક લોકો નિરાધાર બની ગયા હતા તે માટે શેરીફની કમિટી નીમાઈ તેમાં ભાનુભાઈ સેક્રેટરી તરીકે હતા કમિટીએ સારી એવી રકમ એકઠી કરી અને આગના ભોગ બનેલાઓને તેમની જરૂરિયાત પ્રમાણે મદદ કરી ઉપરાત, ઘરબાર વગરનાં બનેલાઓને વાદરા ખાતે જગાઓ અપાવી ફડ લગભગ અઢીથી ત્રણ લાખનુ ભેગું કરવામા આવ્યુ હતુ

બાદ ભોપાળમાં સેવાદળની ઓલ ઇન્ડિયા રેલી થઈ ત્યા લાલબહાદુર શાસ્ત્રીના હાથે તે રેલીનુ ઉદ્ઘાટન હતુ આખા દેશમાથી લગભગ ચાર હજાર સ્વયસેવકો આવ્યા હતા પરતુ ત્યાં ખાવાપીવાનુ તેમ જ રહેઠાણની યોગ્ય વ્યવસ્થા નહોતી આ જોઈને સેવાદળના સહસચાલક ડો હાર્ડીકરને બહુ દુખ થયુ તેમણે ભાનુભાઈને કહ્યુ કે —

'એક સારી રેલી જોવાની મને ઇચ્છા છે જો શકય હોય તો એકાદ વખત તમે મુંબઈમા રલી ગોઠવો '

'પ્રસંગ આવે જોઈશુ' ભાનુભાઈએ ટૂકામા જ જવાબ આપ્યો

તે બાદ થોડા સમયે, બી આર સી સીના પ્રમુખ પદેથી કે કે શાહની મુદત પૂરી થતા તે છૂટા થયા પ્રમુખ બીજી વખત ગેઈ બની શકે નહિ, એવો પાટીલનો મત હતો તેમણે નક્કી કર્યું કે આ વખતે કોઈ વેપારીને પ્રમુખસ્થાને લાવવા બાદ તેમણે રતીલાલ ગાધીને પ્રમુખ બનાવ્યા, ખરી

હતી. બાકીની રકમ હપતાથી ચૂકવવાનું નક્કી કરવામાં આવ્યું. અને તે પ્રમાણે તે ચુકવાઇ.

બાદ તરતજ એક સોવીનેર કાઢવામાં આવ્યું. તેમાં જાહેરખબર વગેરેના મળીને દોઢેક લાખ રૂપિયા ભેગા કરવામાં આવ્યા.

ઘણા વખત પહેલાં પાર્ટીએ એક પ્રથા શરૂ કરી હતી કે, પ્રત્યેક દિવાળીએ વેપારી પેઢીઓનાં નામો લખી લેવાં અને ટેલિફોનથી તેમને અપીલ કરવી કે 'બી પી સી. સી ને યાદ રાખજો' આ પ્રથા કેટલાક વખતથી બંધ પડી હતી, તે ભાનુભાઇએ ફરીથી ચાલુ કરી. તેના કારણે ચાર દિવસમાં સારી એવી રકમ પ્રાપ્ત થઇ. ગુજરાત રાજ્ય અલગ થતા ૧૯૬૦માંની બી. આર. સી. સી.ને પ્રદેશ કમિટીના દરજ્જો મળતા તે ફરીથી બી પી. સી. સી. બની.

આ દરમિયાન કોર્પોરેશનમા સમિતિની જે બહુમતી હતી, તેના બદલે કોંગ્રેસની કરી લેવામાં આવી હતી મહાગુજરાતવાદી વગેરે જે સામા પક્ષે હતા, તેમને પણ પોતાના પક્ષમા કરી લેવામા આવ્યા હતા ચૂટણી થતાં પહેલાં મેયરપદે પક્ષના વિશ્વનાથપ્રસાદ દેસાઇ આવી ગયા હતા

આ વખતે ભાનુભાઇએ એક નવી પ્રથા દાખલ કરાવી કે, મેયરની ચૂંટણીનું કાર્ય ત્રણ માણસોની બનેલી સમિતિને સોંપવું તેમાં એક ભાનુભાઇ, બીજા પાટીલ અને ત્રીજા જે નક્કી કરવામાં આવે તે આમ કરવાથી ભવિષ્યમાં તે અંગે કોઇ પણ પ્રકારનો વિખવાદ થવાનો પ્રસંગ ન ઉદ્‌ભવે તેમ જ ખેંચતાણ પણ ન થાય. આ પ્રકારનો ઠરાવ કોર્પોરેશનની પાર્ટી તરફથી લાવવામાં આવે.

સને ૧૯૬૨મા તો આ કાર્ય ફક્ત એકલા ભાનુભાઇને જ સોંપવામાં આવેલું, આ જોઇને ખંડુભાઇ દેસાઇએ તેમને કહ્યું :

'આ પ્રકારની વ્યવસ્થા તમે કેવી રીતે કરી શકયા? અમારે ત્યાં ગુજરાતમાં તો આવી બાબતમાં અનેક પ્રકારના ઝઘડા ઉપસ્થિત થાય છે.'

'આ તો કોર્પોરેશન પાર્ટી નકકી કરે છે. પી. સી. સી. કોર્પોરેશનની બાબતમાં ડખલ કરતી નથી. કોર્પોરેશન જ આ કાર્ય અમને સોંપે છે.'

આ વખતના સને ૧૯૬૧ના ઇલેકશનમાં સાઠ સીટ કોંગ્રેસને મળી હતી, જે કોઈ પણ વખત કરતાં વધારે હતી, પહેલાં વધુમાં વધુ ચોપન સીટો મળી હતી.

આટલા લાંબા સમય દરમિયાનમાં બીજી પણ અનેક બાબતો બની જવા પામી હતી.

સને ૧૯૫૭માં ભાનુભાઈના પિતાશ્રી સલડી મુકામે ગુજરી ગયા હતા. સને ૧૯૫૨માં શાંતિલાલના ગુજરી જવા પછી તેમનું મન મુંબઈ પરથી ઊઠી ગયું હતું. ત્યારથી તેઓ લગભગ દેશમાં જ રહેતા હતા. કોઈ કોઈ વાર મુંબઈ આવતા ખરા, પરંતુ મોટા ભાગનો સમય દેશમાં જ પસાર થતો. સને ૧૯૩૭માં સ્થપાયેલા ઔદિચ્ય ગુજરાતી સાડા ચારસો સેવામંડળના તેઓ પ્રમુખ હતા. આ મંડળ તરફથી જ્ઞાતિની એક નામાવલી - નામ તથા ગામની યાદી-કાઢવામાં આવેલી. તેમાં તેમનો મુખ્ય ફાળો હતો. જ્ઞાતિનું સંગઠન, વિધવાઓને મદદ અને વિદ્યાર્થીઓને શિક્ષણ સહાય માટેના તેમના પ્રયત્નો સતત ચાલુ હતા.

શાંતિલાલ જ્યારે ક્ષયની બિમારીથી ગુજરી ગયા ત્યારે મહાલ કોંગ્રેસ સમિતિના સેક્રેટરી હતા.

આ ઉપરાંત, સને ૧૯૫૮ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખે શ્રી ઔદિચ્ય ગુજરાતી સાડા ચારસો શુભેચ્છક મંડળ તરફથી ભાનુભાઈને નીચે પ્રમાણેનું અભિનંદન પત્ર આપવામાં આવ્યું હતું.

# અભિનંદન પત્ર

## સન્માનનીય શ્રી ભાનુશંકર મંછારામ યાજ્ઞિક
## એમ એલ. એ. (મુંબઈ ધારાસભા)

માનનીય જ્ઞાતિબંધુ ! આપણી ઔદિચ્ય ગુજરાતી સાડા ચારસો બ્રાહ્મણ જ્ઞાતિના એક અગ્રગણ્ય આગેવાન અને જ્ઞાતિહિત માટેના વિશિષ્ટ પ્રતિભાસંપન્ન જ્ઞાતિજન તરીકે તેમ જ મુંબઈ રાજ્યની ધારાસભાના એક આગેવાન સભ્ય અને કાર્યરત લોકસેવક તરીકે, આપનું રાજકોટનાં શ્રી ઔદિચ્ય ગુજરાતી શુભેચ્છક મંડળ તરફથી સન્માન કરતાં અમે સૌ હર્ષ અને ગૌરવ અનુભવીએ છીએ.

આપના જીવનમાં આપે લોકસેવાને મુખ્ય સ્થાન આપેલ છે છેક સને ૧૯૩૦ના રાષ્ટ્રીય જાગૃતિના સમયથી, આપે રાષ્ટ્રીય સેવા અને રાષ્ટ્રીય પ્રવૃત્તિનાં અનેકવિધ ક્ષેત્રોમાં, સતત કાર્યરત રહી, દેશ સેવામા આપનો બહુમૂલ્ય ફાળો આપ્યો છે. રાષ્ટ્રીય કોંગ્રેસના એક અદના સૈનિકથી શરૂઆત કરી, આપની ત્યાગવૃત્તિ, સહનશીલતા, રાષ્ટ્રપરસ્તી અને વિરાટ વિચારસરણીને કારણે, આજે આપે એક મહત્ત્વના રાષ્ટ્રીય આગેવાન નેતા તરીકેનું માનાર્હસ્થાન પ્રાપ્ત કરેલ છે.

આપની આ અપ્રતિમ સેવાના, વિરલ નમ્રતા અને અનુપમ કર્તવ્યપરાયણતા, અમારા સૌને માટે પ્રેરણા આપનારી અને અનુકરણીય બની રહે છે. એક જ્ઞાતિજન તરીકેની આપની આ ઉન્નતિ અમારા સૌને માટે ગૌરવ આપનારી અને આનંદદાયક છે

રાષ્ટ્રીય સેવામાં સતત અને સંપૂર્ણતઃ કાર્યમગ્ન રહેવા છતાં, જ્ઞાતિસેવાના કાર્યને પણ આપે વિસરેલ નથી. એ હકીકત આનંદ ઉપજાવે છે. આ બધાં

વર્ષો દરમિયાન, સમયે સમયે, આપણી જ્ઞાતિ અને સમગ્ર બ્રાહ્મણ જ્ઞાતિના વિકાસ માટે, આપના તરફથી સેવા અને માર્ગદર્શન મળતાં રહ્યાં છે, અને પરિણામે જ્ઞાતિ સુધારણા અને નવ જાગૃતિના કાર્યને વેગ મળતો રહ્યો છે, એ અમારા સૌને માટે સવિશેષ સંતોષની વાત છે.

આપણી જ્ઞાતિના એક અગ્રગણ્ય જ્ઞાતિજન તરીકે, તેજસ્વી રાષ્ટ્રીય આગેવાન અને પ્રેરક માર્ગદર્શક તરીકે આપને અમારા અંતરના અભિનંદન આપીએ છીએ. આપની આ સેવાવૃત્તિ, રાષ્ટ્રીય ભાવના અને પ્રેરક વ્યકિતત્વ દ્વારા આપણી જ્ઞાતિ, સમાજ અને સમગ્ર દેશની સેવા હજુએ આપના તરફથી થતી રહેશે, એવી અભ્યર્થના વ્યકત કરીએ છીએ.

પરમકૃપાળુ પરમાત્મા આપને આ મંગલ કાર્ય માટે સંપૂર્ણ આરોગ્યમય દીર્ઘાયુષ્ય અર્પો એવી શુભેચ્છા અમે પાઠવીએ છીએ.

| | |
|---|---|
| રાજકોટ | અમે છીએ, |
| રવિવાર | શ્રી ઔદિચ્ય ગુજરાતી સાડા ચારસો |
| તા. ૨૩-૨-'૫૮ | શુભેચ્છક મંડળ, રાજકોટના સભ્યો. |



## [૨૦] —સેવાદળની સફળ રેલી

સને ૧૯૬૧ની પચીસમી ઓકટોબરે મુબઈમા સેવાદળની રેલી યોજવામાં આવી. આ રેલી ઓલ ઈન્ડિયા કોંગ્રેસ સેવાદળની બીજી રેલી હતી તેમાં બહારથી ચૌદ હજાર સ્વયસેવકો આવ્યા હતા ઉપરાંત અહીંના પણ ત્રણ હજાર સ્વયસેવકો હતા બીજી પ્રદેશ કોંગ્રેસ કમિટીઓના પ્રતિનિધિઓ પણ સારા પ્રમાણમા આવ્યા હતા

ભોપાળમાં ભરાયેલી રેલીના અનુભવથી આ વખતે ભાનુભાઈએ વ્યવસ્થા બાબતમાં ખાસ કાળજી રાખી હતી રહેવાની, જમવાની અને ચા, પાણીની વ્યવસ્થા મફત કરવામા આવી હતી વ્યવસ્થા એટલી બધી સુંદર હતી કે, બહારગામથી આવેલા લોકો આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા

આઝાદ મેદાનમાં રસોડુ રાખવામાં આવેલું જમવા માટે એક સાથે આઠથી નવ હજાર માણસો એકી સાથે બેસી શકે, એવી ટેબલ ખુરશીઓની વ્યવસ્થા પણ ત્યા જ કરવામા આવી હતી રસોડુ વચલા ભાગમાં રાખવામાં આવ્યુ હતું

રેલીનું ઉદ્‌ઘાટન શ્રી. જવાહરલાલ નેહરુના હાથે કરવામાં આવ્યું હતું. દરેક પ્રાંતના જુદા જુદા પ્રોગ્રામો માટે જુદા જુદા સ્ટેજ બનાવવામાં આવ્યા હતા. ભાનુભાઈ અને નેહરુએ જીપમાં ગ્હીને નિરીક્ષણ કરતા હતા.

એક સ્ટેજ પર જવાહરલાલ નેહરુ, ભાનુભાઈ, મોરારજી દેસાઈ, યશવંતરાવ ચવ્હાણ, ડૉ. ખેડકર એકત્ર થયા હતા. નહેરુને ત્યાં હાર પહેરાવવાનો હતો. સમય થઈ ગયો હોવાથી નેહરુ ગુસ્સે થઈ ગયા હતા. હાર લઈને આવી રહેલા નાનટ મોટવાનીના હાથમાંથી તેમણે હાર ખૂંચવી લીધો અને ગુસ્સામાં દૂર ફેંકી દીધો. આ જોઈને યશવંતરાવ અને ભાનુભાઈ સ્ટેજ પરથી નીચે ઊતરી ગયા.

કોંગ્રેસ પ્રમુખ સંજીવ રેડ્ડી બીજા દિવસના પ્રોગ્રામમાં આવ્યા. આ સ્ટેજ એટલે કલ્ચર સ્ટેજનું ઉદ્‌ઘાટન શ્રી, રેડ્ડીના હસ્તક કરાવવામાં આવ્યું. સંરક્ષણ પ્રધાન શ્રી. મેનન પણ આવેલા હતા. તેમણે આ મોટું રસોડું જોઈને કહ્યું :

'અમારા લશ્કરમાં પણ આટલું મોટું રસોડું જોવામા આવતું નથી.'

આ રેલીમાં અનેક પ્રકારના અને બધા પ્રાંતોના કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા. એ જોઈને સૌને સંપૂર્ણ સંતોષ થતો હતો.

છેલ્લે દિવસે પૂર્ણાહુતિની વિધિ યશવંતરાવ ચવ્હાણના હાથે બોરીવલીમાં કરાવવામા આવેલી. વાદરાથી દહીંસરનો હાઈવે રોડ તે વખતે તૈયાર થતો હતો. તેના પર શ્રમદાન માટે તે વખતે દસ હજાર સ્વયંસેવકો ગયા હતા.

બીજે દિવસે જ્યારે રેડ્ડી આવેલા ત્યારે ભાનુભાઈએ તેમને નેહરુએ ફેંકી દીધેલા હારની વાત કરી હતી. ઉપરાંત તેમણે કહેલું કે :

'હુ નેહરુને આ બાબતમા પત્ર લખવા માંગું છું'

'લખવો હોય તો ભલે લખો.' જવાબમાં રેડ્ડીએ જણાવેલું. ભાનુભાઈએ નેહરુને લખ્યું:

'ભોપાળ કરતાં પણ રેલી મારી યોજાઈ હોવા છતાં, આપને એવી તે શી ઊણપ લાગી કે, આપ ક્રોધાયમાન થયા અને હાર ફેંકી દીધો? અમે તો આશા રાખી હતી કે, આપને રેલી અવશ્ય ગમશે. અમે ધન્યવાદની આશા રાખતા હતા.'

જવાબમાં તરત જ નેહરુએ લખ્યું:

'તમારી રેલી મને ખૂબ જ ગમી ગઈ હતી. તે માટે હું તમને ધન્યવાદ આપું છું. હાર શા માટે ફેંકી દીધો, એ મને યાદ નથી. પરંતુ જો તમને આથી દુઃખ થયું હોય તો હું દિલગીર છું.'

સંજીવ રેડ્ડીએ પણ તે વખતે કહેલું:

'તમે જો આવું સરસ કામ કરવાના છો, એમ મને ખબર હોત તો કોંગ્રેસનું અધિવેશન જે બિહારમાં ભરવાનું છે, તે અહીં ભરાવત.'

આ રેલીમાં લગભગ ત્રણ લાખનો ખર્ચ થયેલો. એ ખર્ચને પહોંચી વળવા માટે એક સુંદર સોવીનેર કાઢવામાં આવેલું. આ સોવીનેરમાંથી લગભગ બે લાખની આવક થયેલી. બાકીના ઉઘરાવવામાં આવ્યા હતા.

આ રેલીનું સ્મરણ કાયમ રહે, તેવી ભાવનાથી એક 'સરદાર વલ્લભભાઈ પટેલ કોંગ્રેસ સેવાદળ અકાદમીના મકાનનો પાયો શ્રી નેહરુના હસ્તે મહારમાં નંખાયો હતો. આઝાદ મેદાનમાં ઉદ્ઘાટન થતા પહેલાં સવારે આ પાયો નાંખવામાં આવ્યો હતો. આવી અકાદમી આખા ભારતમાં પહેલી મહેમદાવાદમાં હતી અને આ બીજી થઈ. આખા ભારતમાં આજે આવી બે જ અકાદમી છે. ઉપરોક્ત રેલી ચાર દિવસ ચાલી હતી.

સને ૧૯૬૨ની ચૂંટણીઓ આવી રહી હતી. તે માટેના ઉમેદવારોની પસંદગી સને ૧૯૬૧ ના અંતમાં બહુ કુનેહપૂર્વક કરવામાં આવી. આ પહેલાં પણ કોર્પોરેશનની ચૂંટણી માટેના ઉમેદવારોની પસંદગી કુનેહપૂર્વક જ કરવામાં આવી હતી. પહેલાં તો પસંદગીની બાબતમાં અનેક ઝઘડાઓ અને મનદુ:ખ થતાં હતાં. પરંતુ આ વખતે તો કોઈ પણ જાતનું મનદુઃખ કે ઝઘડાનો પ્રસંગ ઉપસ્થિત થયો નહોતો.

આ વખતની ધારાસભા તેમજ પાર્લમિન્ટની પસંદગી એટલા માટે સારી ગણાઈ હતી કે, સને ૧૯૫૨ અને ૧૯૫૭ની પસંદગી વિષે અપીલો કરવામાં આવી હતી. તે અપીલોના આધારે કેટલોક ફેરફાર પણ કરવામાં આવ્યો હતો. આ વખતે કોઈ પણ પ્રકારની અપીલ કરવામાં આવી નહોતી. અપીલમાં ફેરફાર કરવાનો અધિકાર સેન્ટ્રલ ઈલેકશન કમિટી એ. આઈ. સી. સી.ને હોય છે. તે ધારે તે કરી શકે છે. આ વખતની પસંદગી કોઈ પણ પ્રકારની અપીલ વિના સરળતાથી મંજૂર થઈ હતી.

સને ૧૯૬૧ના ડિસેમ્બરમાં ચૂંટણી પ્રચારનું મુહૂર્ત શિવાજી પાર્કમાં શ્રી. નેહરુના હસ્તે કરવામાં આવ્યું. આ ચૂંટણીમાં ભાનુભાઈ કુંભારવાડા વિભાગમાંથી ધારાસભા માટે ઊભા રહ્યા. આ ચૂંટણી પ્રચારમાં તેઓ જે ગાડી બી. એમ. એફ. ૭૦૧૫ વાપરતા હતા, તે ગાડી તેમના મિત્રોએ અને શુભેચ્છકોએ તેઓને સને ૧૯૬૧ ની શરૂઆતમાં તેમના સન્માનાર્થે આપી હતી.

તે વખતે તેમના સન્માનાર્થે એક કમિટી નીમવામાં આવી હતી તે કમિટીના પ્રમુખ વોલેસ મિલવાળા મનુભાઈ ભીમાણી હતા. પોતે મોટા ઉદ્યોગપતિ હોવા ઉપરાંત, સારા સમાજસેવક પણ હતા તેમણે એક લાખની પર્સ આપવાની ગોઠવણ કરી હતી. ભાનુભાઈને તે પર્સની વાત પસંદ પડી નહિ. પોતે તે નહિ સ્વીકારે, એમ પણ જણાવ્યું. આથી પર્સની ગોઠવણ પડતી

મૂકવામાં આવી અને એક નવી એમ્બેસેડર ગાડી આપવામાં આવી. આ ગાડીનો ઉપયોગ તેઓ આ વખતની ચૂંટણીમાં કરી રહ્યા હતા.

આ વખતની ચૂંટણી રસાકસીની હતી. પી. એસ. પી.નું જોર સારા પ્રમાણમાં હતું. સમિતિનો પ્રચાર પણ ઓછો નહોતો. પી. એસ. પી નો સામનો મજબૂત હોવા છતાં, ભાનુભાઈએ પોતાના હરીફ કરતાં દસ હજાર મત વધુ મેળવ્યા. આ તેમના કાર્યની સિદ્ધિનું ફળ હતું.

બી. પી. સી. સી.એ મુંબઈની ધારાસભા માટેની ચોવીસ બેઠકોમાંથી એકવીસ બેઠકો મેળવી. અને પાર્લામેન્ટની ચારેચાર બેઠકો મેળવી. બી. પી. સી. સી. ની આ સિદ્ધિ નાનીસૂની નહોતી;

સને ૧૯૬૨માં નવું પ્રધાનમંડળ રચાયું ત્યારે આડકતરી રીતે ભાનુભાઈને પ્રધાનપદ માટે સૂચન કરવામાં આવ્યું હતું. તે વખતે ભાનુભાઈએ ખુલાસો કરતાં જણાવ્યું:

'હું જ્યાં સુધી બી. પી. સી. સી.નો પ્રમુખ છું ત્યાં સુધી મારાથી પ્રધાનમંડળમા પ્રવેશ કરી શકાય નહિ. કારણ કે શાંતિભાઈ હાલમાં તે જગાને માટે હોઈ તેમનું સ્થાન ખસેડી શકાય નહિ.'

પ્રથા એવી હોય છે કે ગુજરાતીમાંથી એક પ્રધાન અને એક ડેપ્યુટી પ્રધાન નીમવામાં આવે. એટલે શાંતિભાઈની પ્રધાનપદની જગાએ તે આવે નહિ અને પોતે ડેપ્યુટી પ્રધાનપદ સ્વીકારે નહિ.

સને ૧૯૬૨માં મહારાષ્ટ્ર વિધાનસભાના કામચલાઉ સ્પીકર તરીકે ભાનુભાઈ નીમાયેલા. પ્રથા એવા પ્રકારની હોય છે કે, પહેલાં સોગંદવિધિ થાય છે. બાદ જ્યાં સુધી કાયમી સ્પીકર ન ચૂંટાય ત્યાં સુધી કામચલાઉ સ્પીકરની વ્યવસ્થા કરવામાં આવે છે.

તા ૧૧મી એપ્રિલ ૧૯૬૨ના રોજ બ્રાહ્મણ સસ્થાઓ તરફથી ભાનુભાઈને નીચે પ્રમાણેનું સસ્કૃતમાં એક સન્માનપત્ર અર્પવામા આવેલું

॥ श्री ॥

ॐ सत्यमेव जयते नानृतम् ॥

सन्मानपत्रम् ।

॥ क्रियासिद्धि सत्वे भवति महता नोपकरणे ॥

स्वनामधन्या सेवामूर्तय.

श्रीमन्तो भानुशकर मछाराम याज्ञिक महोदया एम एल ए

अध्यक्षा —श्री मुम्बापुरी प्रदेश महासभा समिते ॥

भारतीया बन्धुवर्या ।

श्री मुम्बापुरी विधानसभायां स प्रति विशिष्टैर्बहुमतै समुद्धृता सभागता भवन्त इत्येतस्मिन् धन्यप्रसङ्गे, भवतामभ्युदयन मोदमानास्तथा च भवता गौरवेण गौरान्वितान् स्वान् मन्यमाना वय बृहन्मोहमयीनिवासिन सर्वे गुर्जरविप्रा, श्रीमोहमयी गुर्जरचतुरशीति ब्राह्मणज्ञाति सस्थाया साहाय्येन विविधसस्थाभिश्च सह भवद्भ्यो हार्दिकमभिनदन दत्वाऽद्य कृतकृत्या भवाम ॥

किशोरावस्थायामेव सेवार्थमसिधारान्तस्य दीक्षा गृहीत्वा ज्ञातिसेवा – समाज सेवा-देशसेवाना विविधक्षेत्रेषु भवद्भिर्या भव्यसरणि सपादिता सा खलु समाजस्य राष्ट्रस्य च कस्यापि सुपुत्रस्य जीवनोत्कर्षे मार्गदर्शिका भवतीति सुस्पष्ट मन्यामहे ॥

ज्ञातिना समाजस्य चाभ्युदयार्थं तेषु रूढीभूतदूषणानां दूरीकरणार्थं तेषा-मनेकसस्थासु सक्रिय प्रयतमानैर्भवद्भिर्विशिष्टसुधारकरूपेणोत्तमा कर्तव्यशीलता प्रदर्शितेति निश्चयम् । श्री अ भा औदीच्ययुवकसघस्य मनीस्वरूपेण तथा

च श्री अ. भा. औदीच्यमहासम्मेलने विशिष्टनियामक सुधारकरूपेण च भवद्भिर्भवता विस्तृतविचाराणां प्रागल्भ्यं प्रकटीकृतम् ॥ दीनानां विकासकार्येषु रसस्य तथा नैष्ठिकस्थानां स्पर्शे स चालने विकासे च भवद्भिः रहस्य सहाय्यं छन्नमस्त्येव भवन्तो जनताया मानस्य प्रेमार्थ्यहतां प्राप्नुवन्ति इत्युचितमेव ॥ साहित्येन पत्रकारित्वेनापि भवद्भिर्नेतृत्वाधीनां सेवा कृता ॥ "औदीच्य-उदयो" 'युगप्रभाव'' ग्रन्थे भवन्तो सम्पादके तथा च १९३०-३१ तमाब्दवर्षे राजातान् कारागारानुभवान् वर्णयन्ती "हृदयमथन" नामिका भवद्भिर्लिखिता नवग्रन्थेति सर्वं साहित्य रिपयेगी भवतामभिरुचीं प्रदर्शयतीति दृष्टा वयं मोदामहे ॥

पुनः सौराष्ट्र प्रजामेला च गेहमाया मार्गदर्शकेनृणां व्यापारिवर्गस्तनाना मध्यम वर्गीयाणां जनानां च प्रश्नेषु भवद्भिः परिदर्शिता सहृदयता तथा मुम्बापुरी-निवासिभिरपि भवद्भिः सौराष्ट्र भावनगरराज्यस्य प्रजापरिषद उपप्रमुखत्वेनैव राजस्थान प्रजामुक्ति संग्रामे विहिताऽपि सेवा नूनं परं प्रशंसामर्हति ॥ मुम्बापुर्यां महानगरपालिकायां १९४५ तम वर्षमारभ्य १९५२ तम वर्षं पर्यन्तं नगरस्य मध्यमवर्गीयाणां प्रतिनिधित्वेन स्थित्वा नगरपालिकाशिक्षणसमिते-स्तथाऽन्यसमितेरपि नेतृ सचिवीना सभ्यत्वरूपेण च भवद्भिर्विशिष्टा सेवा कृतेति अयं सुविदितमेव ॥

राजकीय क्षेत्रेऽपि भवद्भिः साधित सेवायोगोऽनुपम सिद्धि क्षेत्रदस्माकमा-श्चर्यजनक प्रतिभाति ॥ १९५० तमे तथा च १९५७ तम आब्दे वर्षे मुम्बापुरीराज्यसभाया सभ्यत्वेन प्रवर्तमानैर्भवद्भी राज्यकर्तृधारासभायाश्च विविध समितिषु सभ्य वनापि लोकोपयोगिनी सेवा कृताऽस्ति ॥ स्वातन्त्र्यप्राप्ते सत्याग्र-हान्दोलनेऽपि सहर्षेण पत्निका कारागृहयातनाय अन्येषा च महादुःखाना दुःसह-दनिरूपतोऽन्यां भवद्भिर्गम्भीर्यव्यवहार कुशलयोग्यता प्रदर्शितेत्यत्र नातिशयोक्ति ॥

एवं (सी. वोर्ड कॉंग्रेस) भूलेश्वरविभाग महासभासस्थात आरभ्यानेवसमिति सस्थाना सचालन सूत्रधाररुपेण कार्यकृत्वा ("बी. पी. सी सी" इत्येतस्या) मुंबापुरी प्रदेश महासभासमितेः सुमंत्रीपदस्य रहस्यमयीं कर्तव्यपरायणतां साफल्येन ससाध्याघ पुनरपि मुम्बापुरी विधानसभायां भवन्तः प्रतिष्ठिता इत्येतद्भवता समग्रजीवनस्य सफलताया यशोमुकुटोऽस्तीति निःसशयं प्रतिभातीत्यत्रापि न सदेहः ॥

वर्षेभ्यः समाजस्य दशस्य चानुभविसेवकरुपेण भवता जीवनं प्रशसमनीय सन्माननीयं च जातमस्तीति सुप्रसिद्धमेव ॥ सामान्यतया कार्यकर्तृस्वरुपेणारम्भतोऽद्यावधि भवद्भिः सपादितायाः ससिद्धो भवता स्वानुभवाना महान् निधिरस्ति! तस्य निधे राष्ट्रसमुन्नत्यै सदुपयोगो यथा स्यात्तथा भवद्भ्यः परमात्मा स्वास्थ्यपूर्णं दीर्घमायुष्य यच्छत्विति प्रभु प्रार्थनापूर्वकं वयमस्माकमिदं सन्मानपत्रं सादर भवद्भ्यः समर्पयामश्चाङ्काक्षामहे यत्—

श्रीमान भानुरिव प्रकाशयति यो मुम्बापुरीप्राङ्गणं देशज्ञातिपुरीसमाजनतासेवापरः सर्वदा ॥

जीयाद् याज्ञिक भानुशंकरमहामान्यो भवान् सततं तुष्टो वश्च लसन् ददातु गिरिजाजानिः शिव शङ्करः ।

वयं स्मो भवद्गुणानुरागिण्य.

श्री मुम्बापुरीगुर्जरचतुरज्ञाति ब्राह्मणज्ञातिश्च निम्न लिखिता बृहन्मुम्बापुरीस्थ विविध ब्राह्मण सस्थाः ॥

(ઓગણત્રીસ જ્ઞાતિમ ડળોનાં નામો)

माधवोद्यान (सी. पी टँक) मुम्बापुरी स २०१८ तमवर्षस्य चैत्रशुक्लैकादश्यां रविवासरे ता. १५-४-१९६२.



## [ ૭૧ ] —સેવાઓની પરંપરા

સને ૧૯૬૨ની આખરમાં પૂનામાં પાનશેટ બંધ તૂટ્યો. આ બંધ ઘણો મોટો હતો. અચાનક તૂટવાથી ઘણું નુકસાન થયું. ઘણા લોકો આફતમાં આવી પડ્યા. લોકોને એ આફતમાંથી ઉગારી લેવા માટે બી. પી. સી. સીએ મુંબઈમાં એક રિલીફ સમિતિ નીમી. તેના પ્રમુખ તરીકે ભાનુભાઈને નીમવામાં આવ્યા.

તે પહેલાં રત્નાગીરીમાં રેલ આવેલી. તેના માટે મહારાષ્ટ્ર રાજ્યે એક રિલીફ કમિટી નીમેલી. તે કમિટીના ઉપપ્રમુખ ભાનુભાઈ હતા. તેમાં ઘણું સારું ફંડ ભેગું કરીને મદદ કરવામાં આવેલી.

પૂનામાં પાનશેટ બંધ તૂટતાં ત્યાં નવી વસાહતો વસાવવાની જરૂર ઊભી થઈ. બી. પી. સી. સી. અને એમ. પી. સી. સી. વધુ નજીકમાં આવે, એ દૃષ્ટિએ બી. પી. સી. સીએ એમ. પી. સી. સીને રૂપિયા પચીસ હજાર પૂનામાં એક વર્કર્સ સેન્ટર ઊભું કરવા માટે આપ્યા. આથી પૂનાના વસાહતના પ્રશ્નને ઘણી રાહત મળી. બી. પી. સી. સી. અને એમ. પી. સી. સી.ની ઓફિસો મુંબઈમાં જ હોવા છતાં, બંને દૂર હોય એમ લોકોને લાગતું હતું. આ કાર્યથી તે શંકા ભૂંસાઈ ગઈ.

સને ૧૯૬૨ની આખરમાં ચીની આક્રમણ થયું. ભાઈભાઈનો સંદેશ પોકારનાર ચીને પાછળથી ઘા કર્યો. કલ્પનામાં ન આવે, એવી રીતે અણધાર્યો હુમલો કરવામાં આવ્યો હતો. આ આક્રમણને પહોંચી વળવા માટેનાં અનેક પગલાંઓ પૈકી એક પગલું એટલે સંરક્ષણ સમિતિઓ.

આવી બે સમિતિઓ નીમવામાં આવી હતી. એક સમિતિ મહારાષ્ટ્ર રાજ્યે નીમી હતી. તેના પ્રમુખ યશવંતરાવ ચવ્હાણ હતા અને ઉપપ્રમુખ ભાનુભાઈ હતા. બીજી એક સમિતિ એવી નીમવામાં આવી હતી કે, મુંબઈમાંની અન્ય અનેક સમિતિઓનું સંચાલન કરે. આ સમિતિના પ્રમુખ ભાનુભાઈ હતા.

મુંબઈમાંની બધી સમિતિઓ મારફતે સારી રકમ ભેગી કરવામાં આવી હતી. ઉપરાંત, 'વૉટ ફોર વિકટરી' ( Vote for Victory )ના નામે બેલેટ બનાવીને રૂપિયા એક પ્રમાણે સારી રકમ એકઠી કરવામાં આવી હતી.

અચાનક કેન્દ્ર પ્રધાનમંડળમાં ફેરફાર કરવામાં આવ્યો અને યશવંતરાવ ચવ્હાણને સંરક્ષણખાતું સોંપવામાં આવ્યું. આ વખતે બી. પી. સી. સી.એ એક સમારંભ યોજીને યશવંતરાવનું સન્માન કરતાં, તેમને સોનાનું એરોપ્લેન (વિમાન) આપવામાં આવ્યું.

યશવંતરાવ કેન્દ્રમાં જતાં તેમના સ્થાને મુખ્ય પ્રધાનપદે શ્રી. કન્નમવર આવ્યા. કન્નમવરના સમયમાં પણ ભાનુભાઈને પ્રધાનપદ માટે સૂચન કરવામાં આવેલું. પરંતુ શાંતિલાલ શાહ પ્રધાનપદે હોવાના કારણે તેમણે તે સૂચન સ્વીકાર્યું નહિ.

આ વખતે ઉપનગર જિલ્લા કોંગ્રેસ સમિતિ એક હતી. તેની ઑફિસ કાળાઘોડા પાસે રાખવામાં આવી હતી. પી. સી. સી.એ વિચાર્યું કે ઉપનગરની ત્રણ સમિતિઓ રચવી. આ વિચાર શ્રી. કૃષ્ણમેનનને યોગ્ય લાગ્યો નહિ. તેમને

લાગ્યું કે, જે ઉપનગરની ત્રણ સમિતિઓ સ્થાશે તો પોતાના વિભાગના ત્રણ ભાગ પડી જશે. આથી એ આઇ સી. સી.ને જણાવીને તેની વિરુદ્ધમાં હુકમ લીધો. આમ થવાથી ભાનુભાઈએ એ આઇ સી. સી.ને સમજાવ્યું કે

'આમાં ગેનને કે તેમના પણ તરફના કોઈને પણ વિરોધની વાત નથી. આમ કરવાનો ઉદ્દેશ ફક્ત એટલો જ છે કે, અહીં એક જ ઑફિસ હોવાને કારણે સરળતાથી કાર્ય થઈ શકતું નથી. જો ત્રણ સમિતિઓ રચવામાં આવે તો વહીવટી દૃષ્ટિએ સરળતા થાય !

આ આખી હકીકત ભાનુભાઈ દિલ્હી જઈને લાલબહાદુર શાસ્ત્રીને સમજાવી આવ્યા હતા પાર્ટીએ આ પ્રશ્ન અંગે એ સમયે એ આઈ સી સી ની વર્કિંગ કમિટીમાંથી રાજીનામું આપેલું મરાઠા કે તેમાં આનંદનો સવાલ હતો

યશવંતરાવે દિલ્હી ગયા પછી સુબ્રહ્મણ્યમ વગેરેને સમજાવીને ત્રણ સમિતિઓ માટેની સમતિ મળવવી યશવંતરાવનો આ બાબતમાં ટેકો હતો. એ વખતે કૉંગ્રેસના પ્રમુખ ડી સંજીવય્યા હતા. શાસ્ત્રીજી ગૃહમંત્રી હતા છેવટે આઠેક મહિને ત્રણ સમિતિઓ નીમાઈ હતી.

સને ૧૯૬૨ની આખરમા મુંબઈમા કેટલાક ભાઈઓએ, લીલીયામા એક હાઈસ્કૂલ સ્થાપવાની પ્રવૃત્તિ શરૂ કરી, તે પ્રવૃત્તિના કારણે 'લીલીયા મહાલ કેળવણી મંડળ' સ્થપાયુ તેના સુપ્રીમ ટ્રસ્ટી બોર્ડના પ્રમુખ ભાનુભાઈ નીમાયા અને ત્યા હાઈસ્કૂલ બંધાણી તેનું ઉદ્ઘાટન સને ૧૯૬૪મા ગુજરાતના એ વખતના મુખ્ય પ્રધાન બળવંતભાઈના હાથે થયુ ત્યા લીલીયામા હાલ એક છાત્રાલય પણ બંધાઈ રહ્યું છે

સને ૧૯૬૨માં મુંબઈમાં બે વખત ભાડા વધારાના પ્રયત્નો થયેલા. ધારાસભામાં પણ તે બીલો આવેલા. ( Rent act ) ભાનુભાઈએ તે બને બીલો કુનેહપૂર્વક વિરોધ કરીને અટકાવેલાં. એ વખતે મુખ્ય પ્રધાન તરીકે યશવંતરાવ ચવ્હાણ હતા.

વી ફોર વિકટરી ( V for Victory ) માટે જે સમિતિ વધુમાં વધુ પૈસા ઉઘરાવે, તેને ગોલ્ડમેડલ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. કુંભારવાડા સમિતિએ બે ગોલ્ડમેડલો મેળવેલા.

સને ૧૯૬૧માં દ્વારકાના શ્રીમદ્ શંકરાચાર્યે દ્વારકામાં શારદાપીઠ વિદ્યાપ્રચારસભા સ્થાપેલી. મુંબઈમાં તેના માટે એક સમિતિ સ્થપાયેલી. તે સમિતિના પ્રમુખ ભાનુભાઈ હતા. તે સભા માટે સારું એવું ફંડ ઊભું કરવામાં આવ્યું હતુ. તે ફંડમાંથી દ્વારકામાં એ શારદાપીઠ કોલેજ ઊભી કરવામાં આવી. ઉપરોક્ત વિદ્યાસભાના પ્રમુખપદે ભાનુભાઈ ચાર વરસ રહ્યા હતા. શ્રીમદ્ શંકરાચાર્ય દર વરસે કેટલાકને ખાસ પદવી આપતા હતા. તેમણે ભાનુભાઈને લોકસેવા ધુરંધરની પદવી આપી સન્માનિત કર્યા.

બીજી એક મહત્ત્વની બાબત સને ૧૯૫૮માં બનવા પામેલી. સરકારે તેમને જે. પી નો ઈલ્કાબ આપેલો પરંતુ તેમણે તે સ્વીકાર્યો નહિ. તેમણે કારણ દર્શાવતાં કહ્યુ :

'મારાં પત્ની પ્રમિલાબહેન જે. પી. છે એક જ ઘરમાં બે વ્યકિત જે. પી બને, એ મને યોગ્ય લાગતું નથી.'

પૂનામા એક અંધશાળા ઘણા લાંબા સમયથી ચાલી રહી છે. સને ૧૯૬૧ ૬૨માં તે અંધશાળા ( Poona School & Home For the Blind ) ચેરમેન ભાનુભાઈ, પ્રમુખ પાટીલ અને ઉપપ્રમુખ યશવંતરાવ

સદ્ભાવ હતા આજે પણ તેમાં બસોથી અઢીસો જેટલા વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ છે તેના સેક્રેટરી ડૉ માનવે છે ભાનુભાઈ હજી પણ તે શાળાના ચેરમેનપદે ચાલુ છે

આ જ દરમિયાન ધી ન્યૂ ગેવસ એજ્યુકેશન સોસાયટી સ્થપાણી તેના ચેરમેન અને ટ્રસ્ટી ભાનુભાઈ છે એ સોસાયટી તરફથી હમણાં ચોપાટી બેન્ડ સ્ટેન્ડ પાસે લગભગ દસથી બાર લાખના ખર્ચે એક એજ્યુકેશન સભાગૃહ અને હાઈસ્કૂલ માટેનું મકાન બંધાઈ રહ્યું છે

ઓલ ઇન્ડિયાની ડીપ્રેસ કલાસ એજ્યુકેશન મિશન (પછાત વર્ગ) નામની એક સંસ્થા છે તેની મહારાષ્ટ્ર શાખાના પ્રમુખ ભાનુભાઈ છે આ સંસ્થા તરફથી મુંબઈમા અને મહારાષ્ટ્રના બીજા ભાગોમા પછાત વર્ગો માટે શાળાઓ, માધ્યમિક શાળાઓ અને છાત્રાલયો ચાલે છે પહેલા તેના પ્રમુખ વૈકુંઠભાઈ મહેતા હતા અત્યારે તેના સેક્રેટરી નારાયણરાવ કાજોલકર છે

હાલમાં મુબઈમા શિશુ કેન્દ્ર નામની સસ્થા ચાલુ છે તે સસ્થા લગભગ સત્તર વરસથી ચાલી રહી છે શરૂઆતથી આજ સુધી તેના પ્રમુખપદે ભાનુભાઈ જ છે આ કેન્દ્રમા લગભગ બસો બાળકોને બૌદ્ધિક અને સાસ્કૃતિક શિક્ષણ આપવામાં આવે છે મોરારજી દેસાઈ, ડૉ રાજેન્દ્રપ્રસાદ શ્રી નેહરુ અને પાટીલ વગેરેએ આ કેન્દ્રની મુક્તપણે પ્રશંસા કરી છે છેલ્લે છેલ્લે ડૉ રાધાકૃષ્ણન જ્યાર ભારતના પ્રમુખ હતા ત્યાર તેમણે કેન્દ્રનું કાર્ય જોઈને પ્રસન્ન થતાં, તે સસ્થાના માનદ મુખ્ય પેટ્રન થયા હતા હવે ડૉ ઝાકીરહુસેન પણ પ્રેસિડેન્ટ થયા બાદ તે સંસ્થાના મુખ્ય પેટન થયા છે આ એક જ સસ્થા એવી છે કે, જેના માનદ મુખ્ય પેટ્રન રાષ્ટ્રપતિ થયા હોય

મંગતરામ નામના એક સદ્‌ગૃહસ્થ કે જેમની લૉરીઓ ચાલતી હતી, તેમના સ્વર્ગવાસ બાદ તેમના કુટુંબી અને સ્નેહીજનોએ એક સ્મારક-ટ્રસ્ટ ઊભું કર્યું. તે ટ્રસ્ટના ટ્રસ્ટી ભાનુભાઈને બનાવવામાં આવ્યા.

'ગુર્જર ચોરાશી બ્રાહ્મણ જ્ઞાતિ' નામની એક સંસ્થા મુંબઈમાં ચાલે છે. તે સંસ્થા શૈક્ષણિક વગેરે કાર્યો કરે છે. ભાનુભાઈ તે સંસ્થાના ઉપપ્રમુખ અને શિક્ષણ ફંડના ટ્રસ્ટી છે.

પોતે બી. પી. સી. સી.ના પ્રમુખ હોઈ તેમણે કન્નમવરના પ્રધાન-મંડળના સંપર્કમાં રહી તેની સાથે સારા સહકારથી કાર્ય કર્યું છે.

સને ૧૯૬૩ના ઑગસ્ટમાં મુંબઈના ઝાડુવાળાઓની હડતાળ પડી. આખું મુંબઈ ગંદકીથી ઉભરાઈ જવા માંડ્યું. બી. પી. સી. સી. એ સરકારના સહકારથી તે હડતાળનો અને મુંબઈની ગંદકીનો સારો સામનો કર્યો. આ સામનાના કારણે હડતાળ નિષ્ફળ જતાં પાછી ખેંચી લેવામાં આવી. આ યુનિયન જ્યોર્જ ફર્નાન્ડીસનું હતું. હડતાળ નિષ્ફળ જતાં યુનિયન તૂટી ગયું. બી. પી. સી. સી. ના આ કાર્યમાં મુખ્ય પ્રધાન શ્રી. કન્નમવર અને ગૃહપ્રધાન શ્રી. પી. કે. સાવંતનો સારો સહકાર મળ્યો હતો.

સને ૧૯૬૩ના ઑગસ્ટની ચોવીસમી તારીખે ભાનુભાઈ જ્યારે બી. પી. સી. સી. ના પ્રમુખપદેથી નિવૃત્ત થયા, ત્યારે તેમના અનેક શુભેચ્છકોએ તેમને કહેલું કે, તમે ચાલુ રહો. અમે એ. આઈ. સી. સી ને આ બાબતમાં લખીએ. પરંતુ ભાનુભાઈએ તે વાત સ્વીકાર ન કરતાં બીજાને લાભ આપવાનું જણાવ્યું.

તેમની પ્રમુખપદની કારકિર્દીમાં બી. પી. સી. સી. ના જે મકાનો છે, તેનું તેમણે ટ્રસ્ટ કર્યું હતું. તેમાં એ ધ્યેય સમાયેલું હતું કે, તેના પૈસાનો

ઉપયોગ રચનાત્મક કાર્યોમાં અને સારાં કામોમાં થઈ શકે પહેલા તેના પૈસા ટેક્ષ વગેરેમાં ચાલ્યા જતા હતા

નિવૃત્ત થયા પછીનાં વર્ષોમાં તેમણે ઉપર જણાવેલી બધી સંસ્થાઓ તેમજ શિક્ષણ સંસ્થાઓને પગભર કરવા માટે વધુ લક્ષ આપ્યું હતું અનેક સંસ્થાઓને ફંડ પણ ભેગું કરી આપ્યુ હતું

મુંબઈ મ્યુનિસિપાલિટી મુંબઈ શહેરનો ડેવલોપમેન્ટ પ્લાન્ટ તૈયાર કરી રહી હતી તેમા બી પી સી સી. એ પરાંઓના વિકાસ માટે એક સમિતિ નીમી. તેના ચેરમેન તરીકે ભાનુભાઈ નીમાયા તે સમિતિનું નામ 'સબર્બન ડેવલોપમેન્ટ કમિટી' રાખવામા આવ્યુ સબર્બમા વર્કર્સ કમિટી નહોતી તે કારણે ત્યાના લોકોને સંતોષ નહોતો ત્યાના લોકોની માગણી હતી કે,

'સબર્બ વર્કર્સ કમિટી અલગ હોવી જોઈએ'

*તે લોકોની માગણીને માન આપીને કોર્પોરેશનમા સબર્બ વર્કર્સ કમિટી* જુદી કરાવી સબર્બ માટે ખાસ એક ડેવલોપમેન્ટ ડેપ્યુટી કમિશનર પણ નીમવામા આવ્યા આ સિવાયની પણ અનેક સગવડતાઓ તેમણે કરાવી આપી. ભવિષ્ય માટે પણ સબર્બના વિકાસાર્થે તેમણે કેટલાંક સૂચનો કર્યા. હાલમા ધીમે ધીમે તેનો અમલ થઈ રહ્યો છે

સને ૧૯૬૧માં મલાડના ચીંચોલી ગામમા 'સરદાર વલ્લભભાઈ પટેલ કૉંગ્રેસ સેવાદળ અકાદમી'ના મકાનનો પાયો શ્રી નેહરુના હાથે નંખાયો હતો, તેનુ અપૂર્ણ રહેલું કાર્ય પૂર્ણ કરવા માટે મુબઈ પ્રદેશ કૉંગ્રેસ સેવાદળ બોર્ડ હાથ ધર્યું ભાનુભાઈ વર્ષોથી આ બોર્ડના ચેરમેન છે

પાકિસ્તાને આક્રમણ કર્યું ત્યારે એક વિભાગીય સમિતિ નીમવામાં આવેલી. આ સમિતિના ચેરમેન ભાનુભાઈ હતા. તે વખતે પણ તેમણે મોટી રકમ એકઠી કરીને ડિફેન્સમાં અપાવી હતી.

જ્યારે બ્લડ ડોનેશનના કેન્દ્રો ખોલવામાં આવ્યા ત્યારે ધોબીતળાવ અને કુંભારવાડા વિભાગે મળીને, સંરક્ષણપ્રધાન યશવંતરાવ ચવ્હાણની સુવર્ણતુલા કરીને તેમના વજન કરતાં પણ વધારે સોનાના ગોલ્ડબોન્ડ (Gold Bond) ખરીદ્યાં.

કોર્પોરેશનમાં મેયરની ચૂંટણી માટે જે ત્રણ માણસની કમિટી (Three men Committee)ની પ્રથા દાખલ કરી હતી, તેના સભ્ય તરીકે ચાલુ રહ્યા. પ્રદેશ સીલેકશન કમિટીના સભ્ય તરીકે પણ તેમણે ઘણું સારું કાર્ય કર્યું છે. સુવર્ણધારો જ્યારે અમલમાં આવ્યો ત્યારે તેઓ તેની વિરુદ્ધમાં એ. આઇ. સી. સી. માં ઠરાવ લાવ્યા હતા.

સને ૧૯૬૫માં જ્યારે મૂળજી જેઠા માર્કેટના ગુમાસ્તાઓએ પગાર વધારો માગ્યો, ત્યારે વેપારીઓ અને ગુમાસ્તાઓ વચ્ચે મડાગાંઠ પડી હતી; તે ગાંઠ તેમણે મધ્યસ્થ બનીને છોડાવી હતી. ગુમાસ્તાઓને રૂપિયા સોળનો વધારો કરાવી આપ્યો હતો.



## [૨૭] —પ્રધાનમંડળમાં પ્રવેશ

સને ૧૯૬૭માં ધારાસભા માટેની નવી ચૂંટણીઓ આવી. ભાનુભાઈએ કુંભારવાડા વિભાગનું ફોર્મ ભર્યું ખરી રીતે કુંભારવાડા વિભાગ આ વખતે નામમાત્ર રહ્યો હતો. તેનું ખરું સ્વરૂપ બદલાઈ ગયું હતું તેમાંનો ખરો ભાગ બાકાત રાખવામાં આવ્યો હતો ઉપરાંત, માર્કેટ વિસ્તારમાંથી જૂની હનુમાન ગલી, છીપી ચાલ, લુહાર ચાલ પ્રીન્સેસ સ્ટ્રીટ વગેરે ભાગ કુંભારવાડા વિભાગમાંનો કાઢી નાખવામાં આવ્યો હતો, તેના બદલે બેતાલીસ ટકા મુસ્લિમવાળો વિસ્તાર ભીંડી બજાર, ઘોઘારી મહોલ્લા, જે જે હોસ્પિટલ, બે ટાંકી, દયુ સ્ટ્રીટ, સેફી જ્યુબીલી સ્ટ્રીટ, મૌલાના આઝાદ રોડ, મૌલાના આઝાદ શૌકતઅલી રોડ, એસ્કીન રોડ, નિઝામ સ્ટ્રીટ - વગેરે જોડી દેવામાં આવ્યો હતો આમ હોવા છતાં, જૂની કામગીરીને કારણે અને લોકો સાથેના સારા સંબંધોને લઈને, ભાનુભાઈ બહુ સારી બહુમતીથી એટલે કે નવ હજાર વધુ મતોથી ચૂંટાઈ આવ્યા.

આ વખતની ચૂંટણી કસોટીભરી હતી. ગોહત્યા વગેરે પ્રકારનાં અનેક આંદોલનો ચાલી રહ્યાં હતાં. આવાં આંદોલનો ચાલતાં હોવા છતાં, બી. પી.

સી. સી. તરફથી ઊભા રહેલા સભ્યો બહુમતીથી ચૂંટાઈ આવતાં પ્રશંસાને પાત્ર ઠર્યા હતા.

ઈશાન મુંબઈ માટે શ્રી બર્વેના અવસાન બાદ તેમની જગા માટે તારાબાઈ સપ્રેને ઊભાં રાખવામાં આવ્યાં. તેમની ચૂંટણી માટે ઈલેકશન એરેન્જમેન્ટ (ચૂંટણીની વ્યવસ્થા માટેની કમિટી) રચવામાં આવી. આ કમિટીના પ્રમુખસ્થાને ભાનુભાઈને નીમવામાં આવ્યા. આ ચૂંટણીમાં મેનનને બર્વે સામે જે પરાજય મળ્યો હતો, તેના કરતાં વધુ પરાજય મળ્યો.

શ્રી. વસંતરાવ નાયકના નવા પ્રધાનમંડળમાં ભાનુભાઈનો પ્રવેશ થયો; તેમને દારૂબંધીખાતું સોંપવામાં આવ્યું.

આ વખતે તેમને શ્રી ખંભાત ઓદીચ્ય ટોળક પંચ, મુંબઈ તરફથી નીચે પ્રમાણેનું માનપત્ર અર્પણ કરવામાં આવ્યું

## માનપત્રમ્
## શ્રીયુત ભાનુશંકર યાજ્ઞિક

સૌજન્ય મહોદધિ,

સૂર્યના જેવા તેજસ્વી અને શં કરોતિ ઇતિ શંકર' જેવા કલ્યાણકારી અને સરળ બનીને આપ આપના જીવનયજ્ઞના સાચા યાજ્ઞિક બન્યા છો એટલે નામ પ્રમાણે ગુણોનું સંપાદન કરી અમને પ્રેરણા આપી રહ્યા છો.

એક સંસ્કારી દ્વિજકુળમાં જન્મ લઈને સમસ્ત મુંબઈની જનતાના લોકકલ્યાણના કાર્યમાં અનેક દાયકાઓથી આપ મહાનુભાવ નિરંતર પ્રવૃત્ત રહ્યા છો.

આપે અત્યાર સુધીમાં જીવનનો મોટો ભાગ મુંબઈ પ્રદેશ કોંગ્રેસને અને તે દ્વારા મુંબઈની જનતાને અર્પણ કર્યો છે એટલું જ નહિ પરંતુ અનેક કષ્ટો સહન કરીને રાજકીય સ્વાતંત્ર્યની આપણા દેશની લડાઈમાં અસીમ યાતનાઓ અને જેલયાત્રાઓ પણ સાખીને વિશ્વભરના એક અજોડ સ્વાતંત્ર્ય યુદ્ધમાં પૂજ્ય બાપુજીના નેતૃત્વ નીચે અને એમની પદ્ધતિએ એક સાચા સૈનિક તરીકે આપે જે પ્રાણ રેડ્યા છે, તે એક ઐતિહાસિક અને અનન્ય હકીકત છે તે માટે અમે સૌ ગૌરવ લઈએ છીએ.

*સેવા ધર્મ પરમ ગહનો યોગિનામપ્ય ગમ્ય* એ ભગવતસૂત્રને આપે આપનું જીવનસૂત્ર બનાવ્યું છે અને મુંબઈની જનતાને અને ઔદિચ્ય ટોળક પચના અનેક કુટુંબોને અનેક રીતે માર્ગદર્શન અને મદદ કરવા માટે આપ હંમેશા કટિબદ્ધ થતા આવ્યા છો, એ અવિસ્મરણીય રહેશે

વિદ્યા અને વિનય એ બન્નેથી આપ સંપન્ન છો અને પ્રજાજનોમાં આત્મીયતાનું સિંચન કરી મુંબઈ પ્રદેશની અનેક ચૂંટણીઓમાં આપ ગૌરવ સાથે ચૂંટાયા છો અને ઉત્તરોત્તર વધુ ને વધુ માન સંપાદન કરતા આવ્યા છો

સૌજન્યની સ્નેહાળ મૂર્તિસમા આપ રાજકારણ જેવા ક્લિષ્ટ અને અટપટા ક્ષેત્રમાં એક અજાતશત્રુ સમા સ્થિર રહ્યા છો તેથી આપ વિરોધ પક્ષના અસંખ્ય જનોનો પણ પ્રેમ અને આદર મેળવી રહ્યા છો

મુંબઈ પ્રદેશ કોંગ્રેસના અનેક હોદ્દાઓ સંભાળીને અને એનું પ્રમુખપદ વર્ષો સુધી સફળ રીતે સાચવીને મુંબઈની પ્રકૃતિભિન્ન પ્રજાનું અને કોંગ્રેસના કાર્યકરોનું ઐક્ય આપ સાધી શક્યા છો

આપના અનેક સદ્‌ગુણો, શક્તિઓ અને કાર્યક્ષમતાને ધ્યાનમાં લઈને મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી. વી. પી. નાયકે આપને પોતાના પ્રધાનમંડળમાં

આમંત્રીને આપને મંત્રીપદથી બિરદાવ્યા છે એથી અમને સંતોષ અને આનંદની લાગણી થાય છે. જે અમે આપને આ માનપત્ર અર્પીને વ્યક્ત કરીએ છીએ. મહારાષ્ટ્રના અનુશાસનમાં આપનો ફાળો સક્રિય અને લોકહિતાર્થે થશે જ એમ અમે નિસંશય માનીએ છીએ કારણ કે આજના કટોકટીના સમયમાં શુદ્ધ અને નિષ્કલંક શાસન માટે આપના જેવી અણીશુદ્ધ જીવન ગુજારનારી, કાર્યદક્ષ, નિ સ્વાર્થી અને નિરભિમાની વ્યક્તિ અનિવાર્ય છે એ હકીકત સર્વમાન્ય છે.

અમારા પચનાં સભ્ય કુટુંબના પ્રમિલાબહેન જેવાં સસ્મિત સેવા કરનાર, સત્કર્મશીલ, સરળ હૃદયા વ્યક્તિ સાથે આપે લગ્નગ્રંથિથી જોડાઈને આપના સુવર્ણમય જીવનમાં સુગંધ મેળવી છે અને લગ્નજીવનને પણ એક દૃષ્ટાંતરૂપ બનાવીને આપે અમને ગૌરવ તો કયારનુંય લેવડાવ્યું છે, આપ બન્નેનું તેમ જ આપના સુપુત્રનું જીવન વધુ અને વધુ સુખી, સફળ અને દીર્ઘાયુષી બને તે માટે અમે અહર્નિશ પ્રભુને પ્રાર્થીએ છીએ

આ માનપત્ર આપને અર્પણ કરતાં અમે અમને ભાગ્યશાળી માનીએ છીએ.

સ્થળ :-<br>
શ્રી ફાર્બસ ગુજરાતી સભાખંડ,<br>
વી પી રોડ, મુંબઈ ૪<br>
તા. ૧૩ ૫ '૬૭

લિ.<br>
**સભ્યો.**<br>
શ્રી ખંભાત ઔદિચ્ય ટોળક પંચ,<br>
મુંબઈ.



## [૨૩] —સુખી સંસાર

એક રથને ચાલવા માટે બે ચક્રોની જરૂર પડે છે, તેમ ભાનુભાઈના સંસારરથનું બીજું ચક્ર છે પ્રમિલાબહેન. બંનેનું દામ્પત્યજીવન અત્યંત સુખી અને સરળ રીતે ચાલી રહ્યું છે.

માતા સરસ્વતીબહેન અને પિતા મોહનલાલ પંડ્યા પોતાની પુત્રી પ્રમિલાબહેનના સફળ જીવનથી ધન્ય બન્યાં હતાં. મોહનલાલ પંડ્યા મૂળે તો ખંભાતના વતની પરંતુ ઘણા વખતથી મુંબઈમાં મ્યુનિસિપલ સ્કૂલ કમિટીમાં નોકરી કરતા હતા. તેમને ત્યાં મુંબઈ મુકામે સને ૧૯૨૧ના જુલાઈ માસની અગિયારમી તારીખે પ્રમિલાબહેનનો જન્મ થયો હતો. તેમનું શિક્ષણ ભુલેશ્વર મ્યુનિસિપલ શાળામાં ફાઈનલ સુધી થયેલું. સને ૧૯૩૪માં જ્યારે તેઓ ફાઈનલમાં પાસ થયાં ત્યારે તેમની ઉંમર માત્ર તેર વર્ષની હતી. બાદ તેઓ એચ. પી. ટી. (હંસરાજ પ્રાગજી ઠાકર) ગર્લ્સ હાઈસ્કૂલમાં દાખલ થઈને સને ૧૯૪૧માં મૅટ્રિક પાસ થયાં.

મૅટ્રિકમાં પાસ થયાં પછી તેઓ સને ૧૯૪૧માં સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં દાખલ થયાં. સને ૧૯૪૨માં અસહકારની ચળવળના કારણે તેમણે કૉલેજ છોડી. ત્યાર બાદ સને ૧૯૪૩ની આસપાસમાં મ્યુનિસિપલ સ્કૂલ કમિટીમાં

જોડાયાં. મ્યુનિસિપલ સ્કૂલ કમિટીનાં સેક્રેટરી તરીકે કપિલાબહેન ખાંડવાળાં હતાં. ગુજરાતી શાળાઓનાં સુપરિન્ટેન્ડેન્ટ તરીકે મિસ દાવાસ હતાં.

નોકરી ઉપરાંત, અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છા હોવાથી તે ખાલસા કૉલેજમાં સવારના વર્ગોમાં ઈન્ટરમાં દાખલ થયાં. પરંતુ બંને કામનો બોજો એકી સાથે ન ઉપાડી શકવાથી પાછું ભણવાનું છોડ્યું.

સને ૧૯૪૪માં ભાનુભાઈ જેલમાંથી છૂટીને આવ્યા બાદ કૉંગ્રેસના કાર્યવાહીવટમાં બંને જણાં વધુ નજીક આવી ગયાં. જો કે વરસોથી બંને જણાં કોંગ્રેસ અને અસહકાર અને સામાજિક કાર્યોનાં કારણે ઘણા જ પરિચયમાં આવી ગયાં હતાં. દિવસે દિવસે પરિચય વધતો ગયો. સને ૧૯૪૯ના જૂનની પંદરમી તારીખે બંને જણાં આર્યસમાજ વિધિ પ્રમાણે બહુ જ સાદાઈથી લગ્નગ્રંથિથી જોડાઈ ગયાં.

જ્યારે તેમનાં લગ્ન થયાં ત્યારે ભાનુભાઈ મ્યુનિસિપલ કોર્પોરેટર હતા. પતિ કોર્પોરેટર હોય તો પત્નીથી કોર્પોરેશનમાં નોકરી કરી શકાય નહિ, એ અન્વયે પ્રમિલાબહેને બીજે જ દિવસે એટલે કે તારીખ સોળમીએ પોતાની જગાનું રાજીનામુ આપ્યું.

સેન્ટ ઝેવિયર્સ કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળનાં તેઓ સેક્રેટરી હતાં. સને ૧૯૪૩મા ગુલાલવાડી મહિલામંડળનાં પ્રમુખ બન્યાં હતાં, હજી પણ તેઓ તે જ સ્થાને છે.

ઉપરાંત, 'સી' વોર્ડ કોંગ્રેસ મહિલા વિભાગનાં વર્ષો સુધી મંત્રી હતાં. અને છેલ્લાં ચાર વરસ પ્રમુખ તરીકે હતાં હાલમાં તેઓ પ્રદેશ મહિલા વિભાગની કારોબારીમાં છે. મહિલા મિલનનાં સેક્રેટરી તરીકે પણ હજી ચાલુ છે. સને ૧૯૬૩થી બી. પી. સી સી. માં સભ્ય છે.

મહારાષ્ટ્ર સરકારે તેમને સને ૧૯૫૮માં જે પી ની પદવી આપી હતી. હજી પણ તે પદવી ચાલુ છે

મહારાષ્ટ્ર સરકારે નાગરની સેકન્ડરી એજ્યુકેશન કમિટીમાં તેમને નિયુક્ત કર્યાં હતા. ઉપરાંત, મુંબઈની બામા હોસ્પિટલની એડવાઈઝરી કમિટીમાં પણ રાજ્યના આરોગ્યખાતા તરફથી નીમાયાં હતા હજી ગુજરાતી સ્ત્રીમંડળ, ભગિની સમાજ, અને કાટ હિન્દુ સ્ત્રીમંડળનાં આજીવન સભ્ય છે

અમદાવાદના સ્ત્રી સાપ્તાહિક શેવાસદન સ્ત્રી નિકેતન, મુંબઈ શાખાનાં પ્રમુખ છે સને ૧૯૩૮ થી ૧૯૪૮ની આનપાન સુધીમાં સ્વયંસેવિકા દળમાં હતા આ બધા સંસ્કારો તેમના પિતાશ્રી તરફથી તેમને મળ્યા છે કારણકે તેમના પિતાશ્રી એક સાગમા ગારા સામાજિક કાર્યકર છે

માત્ર તેર વરસની વયે ઓદીચ્ય મહિલા સમાજનાં મંત્રી બન્યાં હતા અને હવે પ્રમુખ છે ઉપરાંત, ઘાટેરની રાજમીર સામાજિક અને શૈક્ષણિક સ્ત્રી-સંસ્થાઓમા એક યા બીજી રીતે સંકળાયેલા છે

આ રીતે પતિના ખભેખભો મેળવીને ચાલનાર પત્નીઓ આપણા ગુજરાતી સમાજમા બહુ ઓછી જોવા મળે છે

ભાનુભાઈના મોટા ભાઈ રતીલાલ સલડીની ગ્રામપંચાયતના વરસો સુધી સરપંચ હતા હાલમા તેઓ પોતાની જમીન સભાળી રહ્યા છે

તેમના બીજા નાના ભાઈ જયશંકર જિલ્લા કોંગ્રેસ કમિટી 'જી' વોર્ડના સેક્રેટરી હતા પાછળથી તે જ વોર્ડના પ્રમુખ બન્યા હતા પોતે રંગબજારમાં વેપાર કરતા હોઈ, રંગબજાર વેપારી એસોસિયેશનના કાર્યકર હતા સને ૧૯૬૭ના ઑક્ટોબર માસમા તેઓ સારનમા દેવલોક પામ્યા.

નાના ભાઈ છોગલાલ કે જેઓ જયશંકરભાઈની સાથે જ કામ કરતા હતા તેઓ હાલમા છેલ્લાં ત્રણ વરસથી અમરેલીમાં સ્થાયી થયેલા છે.

પુત્ર નયન હાલમાં કોલેજમાં બી. એ.નો અભ્યાસ કરી રહેલ છે.

આ રીતે ભાનુભાઈનો સુખી સંસાર દિનપ્રતિદિન વધુ ને વધુ: સફળતા પ્રાપ્ત કરી રહ્યો છે.

જીવન કેવળ જીવવા માટે જ નથી પરંતુ જીવી જાણવા માટે છે, એ સૂત્ર તેમણે સમાજ સામે પોતાની કાર્યસિદ્ધિથી રજૂ કર્યું છે.

છેલ્લે તેમને શ્રી. ઘાટકોપર બ્રાહ્મણ સમાજ તરફથી પણ નીચે પ્રમાણેનું. સન્માનપત્ર પ્રાપ્ત થયેલું.

## શ્રી ઘાટકોપર બ્રાહ્મણ સમાજ સન્માનપત્ર

## માનનીય રા. રા. શ્રી. ભાનુભાઈ યાજ્ઞિક

મહારાષ્ટ્ર રાજ્યના મદ્યનિષેધતંત્રના માનનીય પ્રધાન,

મહારાષ્ટ્ર રાજ્યના દારૂબંધીખાતાના પ્રધાન તરીકે આપની નિયુકિત સમસ્ત ગુર્જર બ્રાહ્મણ સમાજનુ એક ગૌરવ માનીએ છીએ અને એ માટે આપને અભિનંદન આપીએ છીએ.

આપ સૌરાષ્ટ્રના વતની હોવા છતાં જીવિકા નિમિત્ત મુંબઈમાં પધારી કાપડબજારના ગુમાસ્તા ભાઈઓનું સંગઠન અને અનેકવિધ સેવા કરી રહ્યા છો. આપે યુવાવયમા જ કોંગ્રેસના અદના સૈનિક તરીકે પ્રામાણિકપણે સેવા બજાવી 'સી' વોર્ડના પ્રમુખ, મુંબઈ પ્રદેશ કોંગ્રેસના મંત્રી તેમ જ પ્રમુખનું સ્થાન શોભાવ્યુ છે. અખિલ હિંદ કોંગ્રેસ સમિતિના સભ્ય તરીકે વર્ષો સુધી સેવા બજાવી આપણા રાષ્ટ્રના અગ્રગણ્ય નેતાઓનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો છે.

આપે બૃહદ મુંબઈની સમસ્ત જનતાની નિઃસ્વાર્થ અનેકવિધ સેવા બજાવી છે. વ્યાપારી અને ગુમાસ્તાઓનો સુમેળ સાધવા હમેશાં પ્રયાસ કર્યો છે — તત્પરતા બતાવી પ્રજાના તમામ વર્ગની ચાહના મેળવી સમસ્ત જનતાના હૃદયમાં સ્થાન મેળવ્યુ છે.

આપ કોંગ્રેસ સાજ્નનું બિનમઝહબી વિધાન બરાબર સમજ્યા છો. અને જ્ઞાતિ કે બ્રાહ્મણત્વ વિસાર્યું નથી આપ જ્ઞાતિ અને બ્રાહ્મણોની ઉન્નતિ, વિવિધ જ્ઞાતિઓ વચ્ચે સુમેળ—સહકાર સાધવા પ્રયત્ન કરી રહ્યા છો એ માટે આપને ધન્યવાદ આપીએ છીએ.

આપને તથા આપના આપ્તજનોને પરમકૃપાળુ પરમાત્મા આરોગ્ય, દીર્ઘાયુષ બક્ષે રાષ્ટ્રસમાજ, જ્ઞાતિજનતા જનાર્દનની સેવા કરવાનું ઈશ્વર આપને સામર્થ્ય અને સંપત્તિ આપે એવી અંતઃકરણની પ્રાર્થના સાથે વીરમીએ છીએ.

ઘાટકોપર,
સં. ૨૦૨૩ જ્યેષ્ઠ શુક્લ ૧૧
રવિવાર તા. ૧૮ ૬ ૧૯૬૭

અમો છીએ આપના શુભેચ્છકો,
**દિનુભાઈ રામશંકર જોષી - પ્રમુખ**
**મહાદેવભાઈ કાલીદાસ વૈદ્ય –**
સન્માન સમારંભ પ્રમુખ

અંતમાં સલડી અને દાદમા ગામના નાગરિકો તરફથી નીચે પ્રમાણેનું સન્માનપત્ર આપવામાં આવ્યું

શ્રી

## સ ન્મા ન પ ત્ર

## માનનીય ભાઈશ્રી ભાનુશંકર એમ યાજ્ઞિક

**આ**પશ્રીને સન્માનવાના સાંપડેલા આ શુભ અવસરને અમે આપના વતન સલડી ગામના નાગરિકો એક માંગલિક પ્રસંગ સમજીએ છીએ અને આવો પ્રસંગ સાંપડ્યો તેને અમે અમારું મહાન સદ્‌ભાગ્ય માનીએ છીએ આ દિવસ જાણે એક મહાન પર્વ હોય તેમ અમારા હૈયામા આનંદની છોળો ઊછળી રહી છે અને આપના સાન્નિધ્યથી અમે પરમ આનદ અનુભવી રહ્યાં છીએ

શુષ્ક અને નિસ્તેજ બનેલ ઉદ્યાનમા વસતનો સુગંધી સમીર ફૂકાવાથી સારાયે ઉદ્યાનમા જેમ સ્ફૂર્તિ અને તાજગી આવે છે તેમ આપના સાધના-મય અને કર્તવ્યપરાયણ જીવનમાથી નીકળતી શાત, સૌમ્ય અને સ્નિગ્ધ સુવાસથી અમારો શુષ્ક અને નિસ્તેજ બનેલો ઉદ્યાન પૂર્ણપણે ખીલી ઊઠે છે

ભાઈશ્રી ભાનુભાઈ, જીવનના પ્રારભકાળથી જ, આપે સમાજસેવાને જીવનનું મુખ્ય કર્તવ્ય માન્યુ છે અને એ કર્તવ્યના પાલન માટે આપણા નાનકડા ગામથી માડી સમગ્ર રાષ્ટ્રને માટે, આપ આપનુ કર્તવ્ય અવિરતપણે બજાવ્યે જાવ છો એક નાનકડા ગામના લોકોથી માડીને મુબઇ જેવા એક મહાનગરના લોકોને આપે સમાજસેવા, રાષ્ટ્રઘડતર તથા આઝાદીના પાઠો શીખવ્યા છે

પ્રિય બધુ, આઝાદી પછી, કલ્યાણ રાજ્યના આદર્શને લક્ષમા રાખી આપે અનેકવિધ પ્રવૃત્તિઓ આરભી છે આઝાદી પ્રાપ્તિ પછી પણ આ પ્રવૃત્તિમા આપે ઓટ આવવા દીધી નથી આપને છેક કિશોરાવસ્થાથી સેવાની મોહિની લાગી હતી સને ૧૯૨૯મા માત્ર સોળ વર્ષની કુમળી વયે આપ કોંગ્રેસમાં તે સમયની ક્રાતિકારી સસ્થામા જોડાયા આ પછી આપે માતૃભૂમિના મુક્તિ જગમા ઝાહોમ કરી ઝુકાવ્યુ સને ૧૯૩૦ થી ૧૯૪૪ સુધીમા આપે પારાવાર યાતનાઓ સહન કરી અનેકવાર જેલયાત્રા કરી, કારા વાસના અસહનીય કષ્ટો સહન કર્યાં અને સાચા રાષ્ટ્રસેવક બન્યા દેશની આઝાદી માટે લોકમત જાગૃત કરવામાં આપે મહામૂલો ફાળો આપ્યો લોકલાગણી જીતીને મુબઇ નગરીના દરેક નાગરિકના હૃદયમાં માનીતુ સ્થાન પ્રાપ્ત કર્યું

પ્રિય ભાઈ, લોકલાગણી, વ્યવહારકુશળતા અને કાર્યક્ષમતાના બળે એક સક્રિય કાર્યકરથી કારકિર્દીનો પ્રારભ કરી, ધારાસભ્ય, મુબઇ પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ, અને આજે આપ મહારાષ્ટ્ર રાજ્યના દારૂબધી ખાતાના પ્રધાનનો હોદ્દો સભાળી રહ્યા છો

ભાઈશ્રી, સૌરાષ્ટ્રમાં થોડા વર્ષો પહેલા જ્યારે અતિવૃષ્ટિ થઈ, મોસમં પાક નિષ્ફળ ગયો, હજારો લોકો ઘરબાર વિહોણા બન્યા ત્યારે આપ આપના જન્મભૂમિથી સેંકડો માઈલ દૂર હોવા છતાં પણ આવા કપરા સમયે આપ અમારી વચ્ચે દોડી આવ્યા અને દુઃખમાં સપડાયેલા ગ્રામજનોને મદદ કરી એક સહૃદય અને મહાન માનવીને ઉચિત સેવા બજાવી

વહાલા ભાઈશ્રી, આપે સલડી ગામમાં જન્મ લઈ, લોકસેવાનો નાદ જગાવી, આ નાનકડા ગામનું નામ સારાયે ભારતમાં ઉજ્જ્વલ બનાવ્યું છે.

પ્રિય ભાઈ, અમે તો એક નાનકડા ગામના ગ્રામજનો છીએ, અર્ધ-શિક્ષિત છીએ તેમ જ દુનિયાની કેટલીય વિશિષ્ટ બાબતોથી અજાણ છીએ. છતા પણ એટલું જાણીએ છીએ કે એક માનવી સેવા અને કઠિન સાધનાથી પોતાનુ જીવન ઉન્નત અને મહાન બનાવી શકે છે અને એ જીવન વિશાળ જનસમુદાયને કલ્યાણ અને પ્રગતિને પથે દોરી જાય છે

મુરબ્બી ભાઈશ્રી, આપ અમારી પ્રેરણામૂર્તિ છો. આપનું જીવન અમારા માટે એક જ્ઞાનગ્રંથ છે, કિતાબ છે. આપની આ જીવન કિતાબમાં કેટલાંયે યશસ્વી પાનાંઓ ઉમેરાઈ ચૂક્યા છે અને અમે ઈચ્છીએ છીએ કે આપની જીવન કિતાબમાં દિનપ્રતિદિન વધુ ને વધુ યશસ્વી પાનાંઓ ઉમેરાતાં રહે અને એ ગ્રંથમાં રહેલા જ્ઞાનનો લાભ આ નાનકડું ગામ, અખીલ ભારત અને સમગ્ર વિશ્વ લે.

આપની જીવનયાત્રા હજુ પણ લોકોપયોગી, સેવાપરાયણ અને પરદુઃખભંજન નિવડે અને ઈશ્વર આપને દીર્ઘાયુ બક્ષે

સ્થળ
પંચાયત કચેરી,
સલડી
તા. ૯-૫-૬૮

લિ
સલડી તથા દાડમા ગામના નાગરિકો



શ્રી નગીનદાસ માસ્તર, શ્રી ગણપતિશંકર દેસાઈ, શ્રી દાદા પરૂળેકર,
શ્રી નારણભાઈ, શ્રી ગિરિજાશંકર યાજ્ઞિક, શ્રી દલપતરામ પાઠક,
શ્રી માનમેન ગોરા ગાધી અને ભાનુભાઈના પિતાશ્રી લગ્ન પ્રસંગે

આગ્રામા તાજમહાલના એક ભાગમા પ્રમિલાબહેન સાથે ઈ સ ૧૯૪૮



ભારતનાં વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધી અને
શ્રીમતી પ્રમિલાબહેન સાથે



મહારાષ્ટ્રના મુખ્ય મંત્રી શ્રી યશવંતરાવ ચવ્હાણ ભારતના સંરક્ષણ
પ્રધાન તરીકેનો અધિકાર ગ્રહણ કરવા જતા હતા ત્યારે



< ભારતના ઉપ-વડા પ્રધાન
શ્રી મોરારજીભાઈ સાથે ભાનુભાઈ



શ્રી છોટુભાઈ યાજ્ઞિક
( ભાનુભાઈના નાનાભાઇ )



ભાનુભાઇના મોટાભાઇ શ્રી રતિલાલ
યાજ્ઞિક અને ભાભી સૌ. રામકુંવરબેન



< ગુજરાતના મુખ્ય પ્રધાન
શ્રી હિતેન્દ્ર દેસાઈ સાથે
ભાનુભાઈ



ઇ. સ. ૧૯૪૨ માં ગોવાલીઆ ટેન્ક ખાતે મળેલી મહાસમિતિની ઐતિહાસિક બેઠક વખતે પ્રમુખ શ્રી મૌલાના આઝાદની પાછળ સેવાદળના ગણવેશમા ઉભેલા ભાનુભાઈ. બેઠેલાઓમાં શ્રી નગીનદાસ માસ્તર અને મુંબઈના માજી મેયર શ્રી ડૉ. આલ્બન ડી'સોઝા વગેરે.....



શ્રી ભાનુભાઈ, મહારાષ્ટ્રના મુખ્ય મંત્રી શ્રી વસંતરાવ નાઈક, શ્રીમતી વત્સલાતાઈ નાઈક
અને શ્રીમતી પ્રમિલાબેન યાજ્ઞિક



રાજ્યની શરણાગતી
સ્વીકારતાં પહેલાં
પોપટ બ'ધીઆ
ભાનુભાઈ સાથે
(ઇ. સ. ૧૯૪૯)



મહારાષ્ટ્રના ગૃહપ્રધાન
શ્રી બાળાસાહેબ દેસાઈ સાથે ભાનુભાઇ
( ઇ. સ. ૧૯૬૫ )

એ વખતના સંરક્ષણ પ્રધાન શ્રી કૃષ્ણમેનન સાથે



ગુજરાતના મુખ્ય મંત્રી ડો. જીવરાજ મહેતાના સન્માન પ્રસંગે
મુંબઈના એ વખતના રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશ ભૂતપૂર્વ રાજ્યપાલ
શ્રી પક્વાસા અને મહારાષ્ટ્રના વિધાન પરિષદના ઉપપ્રમુખ
શ્રી વિષ્ણુપ્રસાદ દેસાઈ વગેરે

પૂજ્ય શ્રી રવિશંકર મહારાજ સાથે



ઈ સ ૧૯૬૨માં મહારાષ્ટ્ર રાજ્યના વિધાનસભાના એક્ટીંગ સ્પીકર
તરીકે નિમાયા ત્યારે તે વખતના રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશ સ્પીકર
તરીકેના સોગંદ લેવડાવી રહ્યા છે બાજુમાં તે વખતના મુખ્ય મંત્રી
શ્રી યશવંતરાવ ચવ્હાણ બેઠેલા છે



મહારાષ્ટ્રના પ્રધાન તરીકે, સોગંદવિધિ રાજ્યપાલ ડૉ. ચેરિયન સોગંદ લેવડાવી રહ્યા છે ૬ઠ્ઠી માર્ચ, ૧૯૬૭

મુંબઈની જાણીતી બાળશિક્ષણ સંસ્થા 'શિશુ-કેન્દ્ર' કે જેના શ્રી ભાનુબાઈ વર્ષોથી પ્રમુખ છે તેનાં બાળકો સાથે પ્રતિજી અને ભાનુબાઈ



શ્રી. યશવંતરાવ ચવ્હાણ ભારતના સંરક્ષણ પ્રધાન નિમાયા ત્યારે મુંબઈના નાગરિકો તરફથી યોજાયેલા ભવ્ય સત્કાર સમારંભમાં. સમારંભના પ્રમુખ તરીકે શ્રી યશવંતરાવને સોનાનું એક પ્રતીક-વિમાન અર્પણ કરી રહ્યા છે



મુંબઈના મલાડ મુકામે કોંગ્રેસ સેવાદળના સ્વયંસેવકોને તાલીમ આપવા બંધાઈ રહેલી સરદાર વલ્લભભાઈ પટેલ કોંગ્રેસ એકેડેમીની ભૂમિપૂજન વખતે—

